પ્રકાશક :
"જય સચ્ચિદાનંદ" સંઘ વતી
શ્રી ખેતશી નરસી શાહ
૨૦/૧૦ એન્જલ લેન્ડ
૪ થે માળે, નાયગામ ક્રોસ રોડ,
વડાલા-મુંબઈ-૪૦૦ ૦૩૧
ફોન : ૪૪૬૬૬૬-૪૪૭૨૧૨



પ્રત : ૩૦૦૦ (ત્રીજી આવૃત્તિ)

મૂલ્ય : "પરમ વિનય" અને "હું કંઈ જ જાણતો નથી" એ ભાવ !

વિ. સં. ૨૦૩૮ :
ફાગણ સુદ ૧
તા. ૨૪-૨-૧૯૮૨

મુદ્રક :
શેઠ પુરુષોત્તમદાસ ઠાકોરદાસ મુદ્રણાલય,
મહાજન અનાથ બાળાશ્રમ,
કતારગામ રોડ, સુરત-૩૯૫ ૦૦૪.
ફોન નં. ૨૫૦૨૧

# ત્રિમંત્ર

૧. નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચનમુક્કારો
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં
પઢમં હવઈ મંગલમ્ ।।

૨. ૐ નમો ભગવતે વાસુદેવાય ।।

૩. ૐ નમઃ શિવાય ।।

જય સચ્ચિદાનંદ

# આપ્ત-વિજ્ઞાપન

હે સુજ્ઞજન ! તારું જ સ્વરૂપ આજે હું તારા હાથમાં આવું છું ! તેનો પરમવિનય કરજે કે જેથી હું તારા થકી તારા સ્વ-ના જ પરમવિનયમાં રહીને સ્વ-સુખવાળી, પરાધીન નહીં એવી, સ્વતંત્ર આપ્તતા અનુભવીશ !

આ જ સનાતન આપ્તતા છે-અલૌકિક પુરુષની આપ્તવાણીની !

આ જ સનાતન ધર્મ છે-અલૌકિક આપ્તતાનો !

—જય સચ્ચિદાનંદ

ૐ

સંપૂર્ણ સર્વાંગ મુક્ત તરણ-તારણહાર
"વાત્સલ્યમૂર્તિ દાદા ભગવાન"ને નિશ્ચય નમોનમ:

# આપ્તવાણી-શ્રેણી ૧

## "Science of Absolutism" ના "Absolute Scientist"

પરમ પૂજનીય "દાદા"ના પરમ પવિત્ર જગતકલ્યાણાર્થે

## સમર્પણ

વિકરાળ કળિકાળ અશાંતિના
સંસાર-સાગરના ઝંઝાવાતમાં જાગતિક
માનવ-મન મછવાઓના લાગરવારૂપ
મનશાંતિ-બંદર અર્ધવિકસિત ભારતવર્ષ બની
રહે પૂર્ણવિકસિત વૈજ્ઞાનિક જગતને વિશે, એવી
જગતકલ્યાણ ભાવના પ્રેરિત વાત્સલ્યમૂર્તિ શ્રી "દાદા
ભગવાન"ના જગતકલ્યાણી મનોશાંતિ યજ્ઞે
અમ સૌ મુક્ત-સંસારી દાદા-આશ્રિતો થકી
કવિરાજ નવનીત રચિત પદ્યભાવે
પરમઋણીય સમર્પણ-

મન વચ કાયા, વહો ઉપકારે;
સદ્‌બુધ્ધિ હો, જગ વ્યવહારે.

માત-પિતા ને, ગુરુને દિલથી;
વંદન હોજો, પ્રાતઃકાળે.

હૃદય હો ભૂપ સમ, સાદગી સંતની;
વર્તન શુધ્ધ હો, સર્વ પ્રકારે.

ક્ષણિક અવસ્થા, આયુ તરંગો;
શુભ મંગલ હો, માત્ર વિચારે.

સમયની સરગમ, બંદીશ મધુરી;
સર્વાત્માને વંદુ ત્રિકાળે.

મૃદુતમ વાણી, સૂર સંવાદી;
જીવનમાં સુખ – શાંતિ પ્રસારે.

સદ્‌ગુણ-લક્ષી, નિજદૃષ્ટિ હો;
દૈવી ગુણલા, હૈયાં ઠારે.

વિશ્વ સંબંધે, "મારું નથી કૈં";
રાગી-નિરાગી, મમતા ટાળે.

ગર્વ ન હોજો, ઉદય કરમનો;
અહમ્ ન હોજો, કયાંય લગારે.

પરગજુ સહુ, માનવ-મંદિર હો;
ખુશ્બો ખીલજો, અહીં સંસારે.

નમ્ર-વિનમ્ર, વિનયથી શોભિત;
હોજો ત્રિ-કરણ, શુભ સંસ્કારે.

સૌમ્ય રસોર્મિ, નિજ આનંદમય;
જગ સુરભિત હો, શુધ્ધ સ્વ-ધારે.

ચિત્તવૃત્તિ હો, જો ભગવનમાં;
કયાંય ન હોજો, મમત લગારે.

સાચી બંદગી, ભાવ પ્રકાશે;
પરમાત્મા ખૂદ, આવે દ્વારે.

પ્રેમ સ્વરૂપે, સ્મિત હો મુખ પે;
જ્ઞાન-સ્વરૂપ હો, સાક્ષાત્કારે.

સત્-પુરુષનું, મૌન તપોબળ;
નિશ્ચય આખા, જગને તારે.

— જય સચ્ચિદાનંદ

# સંપાદકીય નિવેદન

"સર્વજ્ઞ દાદા ભગવાનની" પ્રગટ સરસ્વતી સ્વરૂપ વાણીનું અહીં સંકલન કરવામાં આવ્યું છે. જેના સુચરણોમાં કાળ, કર્મ ને માયા થંભી જાય છે એવા પરમાત્મ-સ્વરૂપની હૃદયસ્પર્શી પ્રગટ વાણીએ કંઈ કેટલાયને દિવ્યનેત્રી કરી દીધાં છે ! આશા છે કે જે કોઈ આ મહાગ્રંથને "સાચું જાણવાના કામી થઈને" વાંચશે તેને અવશ્ય દિવ્યચક્ષુ પ્રાપ્ત થઈ જ જાય તેવું છે ! શરત એટલી કે અંદરથી દ્રઢ ભાવના હોવી ઘટે કે કેવળ એક 'પરમ સત્ય' ને જ જાણવું છે, બીજું કંઈ જ જાણવું નથી; અને બીજું કંઈ પણ જાણવાની થોડીઘણીય છૂપી આંકાક્ષા હશે, તો તે મતાગ્રહને લીધે જ હશે. "પરમ સત્ય" જાણવાની એકમેવ તમન્ના અને "મતાગ્રહ" એ બેઉ વિરોધાભાસ છે ! મોક્ષ, મુક્તિ, એ આગ્રહ કે મતમતાદિથી ક્યારેય પ્રાપ્ત ના થાય. સંપૂર્ણ નિરાગ્રહી, નિષ્પક્ષપાતી થાય ત્યારે કામ સફળ થાય !

**મોક્ષ તો "જ્ઞાની પુરુષ" નાં ચરણોમાં જ છે !** એવા મોક્ષદાતા જ્ઞાની પુરુષનું જો ઓળખાણ થાય અને સાંધો મળી જાય તો મોક્ષ રોકડો હાથમાં મળી જાય આવો રોકડો મોક્ષ અનેક લોકોએ પ્રાપ્ત કર્યો છે અને તેય એક કલાકમા જ ! માન્યામા ના આવે, સાંભળવામાં પૂર્વે ક્યારે ય પણ ના આવી હોય, તેવી આ અપૂર્વ વાત છે, છતા ય અનુભવમાં આવેલી હકીકત છે !

**મોક્ષ અતિ અતિ સુલભ છે, પણ "જ્ઞાની પુરુષ" નો ભેટો થવો અતિ અતિ દુર્લભ છે ! અને તેનું ઓળખાણ પડવું એ તો અતિ અતિ સો વખત દુર્લભ, દુર્લભ, દુર્લભ છે !**

"પરમ સત્ય જાણવાના કામી"ને જ્ઞાની પુરુષનુ વર્ણન ઓળખાણ માટે ઘણું જ ઉપયોગી થઈ પડશે.

જ્ઞાની પુરુષનું ઓળખાણ શી રીતે પડે ? શી રીતે ઓળખાય ?

જ્ઞાની પુરુષનું ઓળખાણ એક માત્ર તેમની વીતરાગ વાણી ઉપરથી થઈ

શકે. બીજું કોઇ સાધન આ કાળમાં નથી. પૂર્વેના કાળમાં તો લોકો એટલા બધાં Develop થયેલાં હતાં કે જ્ઞાનીની આંખ જોઇને જ વીતરાગતા ઓળખી જાય. જ્ઞાની પુરુષ સમય માત્ર વીતરાગતા વિહોણા ના હોય !

બાકી જ્ઞાની પુરુષને એમનાં ગુણોથી ઓળખવા જોઇએ. પણ એમનાં ગુણોની ઓળખાણ સામાન્ય મનુષ્યને શી રીતે પડે ?

જ્ઞાની પુરુષને ૧૦૦૮ ગુણો હોય. એમાં મુખ્ય ચાર ગુણ જે કોઈનેય પ્રાપ્ત ના થાય તેવા હોય. (૧) જ્ઞાનીમા સૂર્ય ભગવાન જેવો પ્રતાપ હોય. ગજબના પ્રતાપી હોય. પ્રતાપ એમની આંખોમા જ હોય. એ પ્રતાપ તો એ જ્યારે દેખાડે ત્યારે ખબર પડે ! (૨) ચંદ્રમા જેવી સૌમ્યતા હોય. સૌમ્યતા એવી હોય કે એની ઠંડક સહુ કોઈને વર્તાય. એ ઠંડકને લીધે મહાત્માઓને જ્ઞાની પાસેથી ખસવાનું જ મન ના થાય. એમની સૌમ્યતા તો સૂર્યના તાપને ય ઓગાળી નાખે તેવી હોય. ગમે તેવો તપેલો આવે ને આખમાં સૌમ્યતા જોતાં જ ઠંડોગાર થઈ જાય

પ્રતાપ અને સૌમ્યતા બેઉ ગુણ એક સાથે એક માત્ર જ્ઞાનીને જ હોઇ શકે. બાકી કેટલાકને એકલો પ્રતાપ હોય ને સૌમ્યતા ના હોય અને સૌમ્યતા હોય તેને પ્રતાપ ના હોય યથાર્થ જ્ઞાનીને એક આંખમાં પ્રતાપ અને એક આંખમાં સૌમ્યતા હોય

(૩) સાગર જેવી ગંભીરતા હોય જે કોઇ જે કંઈ આપે તે તે સમાવી લે અને આશીર્વાદ ઉપરથી આપે.

(૪) સ્થિરતા, અડગતા તો મેરૂ પર્વત જેવી હોય. બાહ્ય કોઇ પણ સંયોગ તેમની આંતરિક સ્થિરતાને હલાવી ના શકે. આ અડગતા અને સગીતચેતનામાં બહુ ફેર છે. કેટલાક દીવા ઉપર દસ મિનિટ વગર હાલ્યે હાથ રાખે તેને સ્થિરતા ના કહેવાય. એ તો હઠાગ્રહ કહેવાય, અહંકાર કહેવાય. જ્ઞાની સપૂર્ણ નિરૂઅહંકારી હોય, સહજ હોય દેહની અસરની સાથે લેવા દેવા નથી. જ્ઞાની તો જયા દઝાવાય ત્યાં એક તો હાથ નાખે જ નહીં ને ભૂલથી પડી જાય તો ઝટ લઈ લે ! દેહ પણ સહજ સ્વભાવમાં જ હોય. બાકી અંદરથી જ્ઞાન–સ્થિરતા ગજબની હોય ! ગમે તે સંયોગમાં અંદરનું એકેય પરમાણું ના હાલે, તેને અસલ સ્થિરતા કહી છે ! મહીં જરાય ડખો ના થાય, જરાય બળતરા ઉત્પન્ન ના થાય તે જ સ્થિરતા, બહારની બળતરા તે તો દેહના સ્વાભાવિક ગુણથી ઉત્પન્ન થયેલી હોય તેને ને આંતરિક બાબતોને કંઇ જ સંબંધ નથી.

જ્ઞાનીમાં અપાર કરુણા હોય, કરુણાના ધામ હોય. એમનામાં દયાનો છાંટોય ના હોય. દયા એ તો અહંકારી ગુણ દ્વંદ્વગુણ કહેવાય. દયા હોય ત્યાં નિર્દયતા બીજે ખૂણે ભરી પડેલી જ હોય, એ તો નીકળે ત્યારે જ ખબર પડે. જ્ઞાની તો દ્વંદ્વાતીત હોય. જ્ઞાનીની આંખોમાં નિરંતર અમીવૃષ્ટિ જ હોય "આ પેટ્રોલના અગ્નિમાં ભડકે બળતા જગતના તમામ જીવોને કેમ કરીને કાયમી ઠંડક આપું," એ જ ભાવના નિરંતર વહેતી જ હોય.

જ્ઞાનીમાં બાળક જેવી નિર્દોષતા હોય. બાળકને અણસમજમા નિર્દોષતા હોય જ્યારે જ્ઞાનીમાં સંપૂર્ણ ટોચ પરની સમજ સહિત નિર્દોષતા હોય. તે પોતે નિર્દોષ દ્રષ્ટિ કરી સ્વયં નિર્દોષ થયા હોય અને આખાય જગતને નિર્દોષ જ જુએ !

આડાઇ તો નામેય ના હોય જ્ઞાનીમાં. **આડાઈ એ અહંકારનો પ્રત્યક્ષ ગુણ છે.** મોક્ષની ગલી બહુ સાંકડી છે તેમાં આડા થઇને જવાય તેવું છે જ નહીં. સીધો થઇને ચાલે તો જ આરપાર નીકળી જવાય તેવું છે. **આડાઈ એ તો મોટામાં મોટી સંસારની અટકણ છે.** જ્ઞાનીની સરળતા એ તો world માં ટૉપ ઉપરની હોય. સંપૂર્ણ નિર્‌અહંકારી પદે બિરાજેલા હોવાથી જેમ કહો, તેમ કરે તેવા હોય. કોઈ કહે આ ગાદી પરથી ઊઠી જાવ, તો તે કહે ચાલ ભાઈ તેમ કરૂં. કોઈ ગમે તેટલી તેમને સળી કરે પણ જ્ઞાની તે સળીમાં આવી ના જાય. જ્ઞાનીને તો સળી કરો તો ખબર પડે કે કેટલી વીતરાગતા છે ! સળી કરે અને ફેણ માંડે તો સમજવુ કે આ જ્ઞાની ન્હોય.

જ્ઞાની પુરુષમાં આગ્રહનું એકેય પરમાણું ના હોય. સંપૂર્ણ નિરાગ્રહી હોય. આગ્રહ એ તો વિગ્રહ છે અને નિરાગ્રહથી મોક્ષ છે. ભગવાને કશાયનો પણ આગ્રહ કરવાની ના કહી છે. એક માત્ર મોક્ષ માટે જ જ્ઞાની પુરુષનો જ આગ્રહ રાખજે, કારણ તેમનાં જ ચરણોમાં મોક્ષ છે. જ્ઞાની મળે અને તેમની જો કૃપાદષ્ટિ પ્રાપ્ત થાય તો મોક્ષ સહેજે હાથમાં આવી જાય તેમ છે !

જ્ઞાનીનો પ્રેમ તે શુદ્ધ પ્રેમ અને તે પરમાર્થ પ્રેમનું અલૌકિક ઝરણુ હોય. એ પ્રેમઝરણું આખાય જગતના અગ્નિને ઠારે.

મોટામાં મોટી વાત તો એ કે જ્ઞાની પુરુષ સંપૂર્ણ નિષ્પક્ષપાતી હોય જો પક્ષમાં પડયો તો મતાંધ થયો કહેવાય. મતાંધ કયારેય પણ સત્ય વસ્તુને

પામી ન શકે. એ તો જ્યારે સંપૂર્ણ નિષ્પક્ષપાતીપણું ઉત્પન્ન થાય, અરે, જ્ઞાની તો ખુદના પોતાના મન, વચન અને કાયા માટે પણ નિષ્પક્ષપાતી હોય અને ત્યારે જ સર્વજ્ઞપદ પ્રાપ્ત થાય. એ એક જ પક્ષની વાત હોય તો તે એકપક્ષી કહેવાય, સર્વજ્ઞ ના કહેવાય. જ્ઞાની પુરુષની સભામાં તો ક્રિશ્ચયન, મુસ્લીમ, વૈષ્ણવ, જૈન, સ્વામીનારાયણ, પારસી, ખોજા વગેરે બધાં જ અભેદ ભાવે બેસે **અને દરેકને જ્ઞાની પુરૂષ પોતાના જ ધર્મના આપ્તપુરુષ લાગે.**

**એક અજ્ઞાનીને લાખ મત હોય ને લાખ જ્ઞાનીઓનો એક જ મત હોય !**

જ્ઞાની એક બાજુ સર્વજ્ઞ પણ હોય અને બીજી બાજુ અબુધ હોય. બુદ્ધિનો છાંટો પણ ના હોય. જ્યાં સંપૂર્ણ બુદ્ધિપ્રકાશ આથમી જાય ત્યાં સર્વજ્ઞપદ સામું વાજતે ગાજતે હારતોરા સાથે ઉદયમાં આવે ! આ જ નિયમ છે અને અબુધ થાય તે સર્વજ્ઞ થઇ શકે.

જ્ઞાનીનાં વાણી, વર્તન, ને વિનય મનોહર હોય. તેમના વાણી, વર્તન ને વિનય તો ક્યાંય જોવા ના મળે તેવા અનુપમ હોય ! સંપૂર્ણ સ્યાદ્‌વાદ વાણી કે જેનાથી કોઈ પણ જીવમાત્રનું દ્રષ્ટિબિંદુ ના દુભાય તેવી હોય. એમનું વચન તો સોંસરૂં જ ઊતરી જાય અને પછી અનુકૂળ કાળે તે પાછું પ્રતિબોધરૂપે સામે આવે ! જ્ઞાનીએ નાખેલું બોધબીજ ઠેઠ મોક્ષે લઈ જાય તે ક્યારે વૃથા ના થાય. વચનબળ તો ગજબનું હોય !

જ્ઞાની પુરુષ કોણ કે જેને Worldમાં કશું જાણવાનું બાકી નથી, પુસ્તકો ઝાલવાનાં (વાચવાના) નથી, એકેય Standard Pass કરવાનું બાકી રહ્યું નથી, તે ! એમને માળા ફેરવવાની ના હોય, કંઈ જ કરવાનું કે જાણવાનું એમને બાકી ના હોય. એ તો સર્વજ્ઞ હોય અને પાછા મુક્ત મનથી વિચરતા હોય !

જ્ઞાની પુરુષની દશા અટપટી હોય. સામાન્ય મનુષ્યથી કળાય તેમ ન હોય. જ્ઞાની પુરુષને આશ્રમનો શ્રમ ના હોય, ધજા ના હોય, પંથ કે વાડો ના હોય, બોર્ડ ના હોય, ભગવું કે સફેદ વસ્ત્ર ના હોય, સીધા સાદા વેશમાં ફરતા હોય. તે સામાન્ય જીવને શી રીતે ઓળખાણ પડે ? છતાંય એમને ઓળખવા માટે ભૂલ થાપ ના ખાઈ જવાય એટલા માટે શાસ્ત્રો કહે છે કે, જ્ઞાની પુરુષ તો તે જ કે જે નિઃશદિન આત્માના જ ઉપયોગમાં રહે, તેમની

વાણી અનુભવમાં આવે તેવી હોય, તેમને અંતરંગ સ્પૃહા ના હોય, ગર્વ કે ગૌરવતા ના હોય. - જગતમાં કોઇ ચીજના તે ભિખારી ના હોય ! માનના, વિષયોના, લક્ષ્મીના કે શિષ્યોના ય ભિખારી ના હોય. સંપૂર્ણ અયાચકપણું પ્રાપ્ત થાય ત્યાં જ જ્ઞાનપ્રકાશ પ્રગટે. સંપૂર્ણ તરણ તારણહાર થયેલા હોય, તે જ બીજાને તારે.

જ્ઞાની પુરુષમાં તો કેટલાય ઉચ્ચ સંયોગી પૂરાવાઓ ભેગા થયા હોય, ઉચ્ચ નામકર્મ હોય, યશકર્મ હોય. યશ તો વગર કશું કર્યે સામેથી ઉપર આવીને પડે તેમને. સુંદર મનોહર વાણી હોય: લોકપૂજ્ય પદ અને એવા કેટલાય પુરાવા હોય ત્યારે જ્ઞાની પુરુષ પ્રગટ થાય.

જ્ઞાનીને પુસ્તક વાંચવાનું ના હોય, માળા ફેરવવાની ના હોય. ત્યા આગળ ભક્ત અને ભગવાનનો ભેદ ના હોય. પોતે જ ભગવાન હોય ભગવાન તો વિશેષણ છે અને ભગવત્ ગુણો જેને પ્રાપ્ત થાય તેને ભગવાન શબ્દ વિશેષણરૂપે લાગે !

જ્યાં સુધી ભૂલ હોય ત્યાં સુધી માથે ભગવાન હોય, પણ એકેય ભૂલ ના રહે તો કોઇ ભગવાનેય ઉપરી નહી. જ્ઞાની પુરુષનોમાં એકેય ભૂલ ના હોય. તેથી તેમનો કોઇ ઉપરી જ નહીં, તેમ જ કોઇ Under-Hand પણ નહી. "સ્વતંત્ર" હોય.

જ્ઞાનીનું પ્રત્યેક કર્મ દિવ્ય હોય. એકેય કર્મ ક્યાંય બંધનકર્તા ના થાય. જગતનાં લૌકિક કર્મ તે બીજ નાખીને જાય જ્યારે, જ્ઞાનીનાં કર્મ મુક્તિ આપીને જાય. અરે; એ પોતે તો મુક્ત-પુરુષ જ હોય પણ કેટલાંયને મુક્તિ આપી શકે તેવા સામર્થ્યવાન હોય !

જ્ઞાની નિર્ગ્રંથ હોય, સર્વ ગ્રંથીઓ છેદાઇ ગયેલી હોય. જ્ઞાની પુરુષને ત્યાગાત્યાગ સંભવે જ નહીં. આ વાત તો ખુદ ભગવાને જ ખુલ્લી પાડી છે. જ્ઞાનીમાં નવીનતા ના હોય અને જે દશામા જ્ઞાન પ્રગટયું હોય તે જ દશા હંમેશની હોય, તેથી જ તો તેમની દશા અટપટી હોય. લોક ત્યાગ જોઈને જ્ઞાની ખોળવા જાય તો ક્યાંથી ઓળખાણ પડે ?

જ્ઞાની પુરુષના ત્રણ ગુણ જો કોઈ શીખી જાય તો તો તેનો ઉકેલ જ આવી જાય !, મુક્ત જ રહે તે. તે ત્રણ ગુણો છે- **Compressible, Flexible** અને **Tensile.**

Compressible એટલે ગમે તેટલું Pressure આવે તો તે પોતે સંકોચાઈ જાય અને તેનો ભાર ખમી લે, ને પાછા હતા તેવાને તેવા તરત જ થઈ જાય ! Flexible એટલે વાળો તેમ વળી જાય પણ તૂટી ના જાય ક્યારે ય પણ ! અને Tensile એટલે ગમે તેટલું Tension ઝીલી શકે !

આ ત્રણ ગુણોને લીધે જગત વ્યવહારમા ક્યાંય પણ Hitch ના આવે ને મોક્ષે નિરંઅંતરાયથી પહોંચી જવાય !

જ્ઞાની ગુરુતમ – લઘુતમ હોય. જ્ઞાનીને જો કોઈ ગધેડો કહે તો તે કહે, "તેનાથી પણ લઘુ છું ભાઇ, લઘુતમ છું. તારાથી પહોંચી નહીં વળાય તેટલો લઘુતમ છું." અને જો કોઇ જ્ઞાની પુરુષને આચાર્ય કહે, તો તે તેને કહે કે "ભાઇ, તારે જો એથી વધારે પામવું હોય તો અમે એથી ય વધારે ઊંચા પદમા છીએ, ભગવાન છીએ." જેને જેવું પામવું હોય તેવું સમજે તેનું કામ થાય ! આત્મા પોતે અગુરુ – લઘુ સ્વભાવનો છે.

જગતમાં 'આપ્તપુરુષ' તે એકલા જ્ઞાની પુરુષ જ કહેવાય. આપ્ત એટલે બધી રીતે વિશ્વાસ કરવા યોગ્ય. સાંસારિક જ બાબતો માટે નહીં પણ મોક્ષ પ્રાપ્તિ માટે, ઠેઠ સુધી વિશ્વાસ કરવા યોગ્ય હોય.

જ્યાં સુધી પોતાને આત્મભાન થયું નથી, આત્માનું ઓળખાણ થયું નથી ત્યાં સુધી પ્રત્યક્ષ જ્ઞાની પુરુષ જ પોતાનો આત્મા છે. જ્ઞાની પુરુષ મૂર્તિમાન મોક્ષ સ્વરૂપ હોય. એમને જોઇને પોતાનો આત્મા પ્રગટ કરવાનો હોય. જ્ઞાની પોતે પારસમણી કહેવાય અને અજ્ઞાનીઓ તે લોખંડ, તે એમને અડતાં જ સોનું થઇ જાય ! પણ જો વચ્ચે અંતરપટ ના રાખે તો ? જ્ઞાની પુરુષ પાસે અનંત પ્રકારની જ્ઞાનકળા હોય, અનંત પ્રકારની બોધકળા હોય અને અનંત પ્રકારની પ્રજ્ઞાકળા હોય. માટે જેને જે જોઇએ તે લઇ જાવ ને ઉકેલ લાવો.

આત્મા જાણવા માટે તો જ્ઞાની પુરુષ પાસે જવું જ પડશે. જાણકાર વગર તો કોઇ વસ્તુએય મળતી નથી ત્યારે નિર્વિકલ્પ આત્મા જાણવા તો નિર્વિકલ્પ સમાધિસ્થ એવા જ્ઞાની પુરુષ પાસે જ જવું પડે. જ્ઞાની પુરુષ શુદ્ધ ચૈતન્ય હાથમાં જ આપી દે. **જ્ઞાની ચાહે સો કરે** છતાંયે તે નિમિત્ત ભાવમાં જ રહે. કોઇ વસ્તુના કર્તા જ્ઞાની ના હોય.

દરેક શાસ્ત્રો છેવટે તો એમ જ કહીને છૂટી જાય છે કે, જો તારે પ્રગટ આત્મા પ્રાપ્ત કરવો હોય તો તું જ્ઞાની પાસે જા. પ્રગટ દીવો જ દીવો

પ્રગટાવી શકે, માટે "Go to Gyani" કારણ કે "**જ્ઞાની સદેહે આત્મસ્વરૂપ થયા હોય – અર્થાત્ તરણતારણહાર હોય!**"

જ્ઞાનીનો કાળ તો નિરંતર વર્તમાન જ હોય, ભૂતકાળ કે ભવિષ્ય-કાળમાં ના હોય નિરંતર વર્તમાન જ વર્ત્યા કરે તેમને. પ્યાલો ફૂટી ગયો તે ભૂતકાળ અને હવે શું થશે? એના જ વિચારો અને ચિંતા એ ભવિષ્યકાળ. જ્ઞાની કાળના નાનામાં નાના અવિભાજ્ય Fraction સમયમાં જ રહે. આખાય બ્રહ્માંડના પરમાણુએ પરમાણુમાં ફરી વળેલા હોય. તમામ જ્ઞેયોના જ્ઞાતા–દ્રષ્ટા જ હોય. સમય અને પરમાણુ સુધી પહોંચવું એ તો જ્ઞાનીઓનું જ કામ!

"ગત વસ્તુનો શોચ નહીં, ભવિષ્યની વાંચ્છના નહી,
વર્તમાન વર્તે, સદા સોય જ્ઞાની"

જ્ઞાની પાસે, "**પરમ વિનય,**" **અને** "**હું કશું જ જાણતો નથી**"! આ બે જ વસ્તુ લઈને આવ્યો તો તે તર્યો જ. અરે, એક જ વખત જો જ્ઞાનીનાં ચરણોમાં સર્વ ભાવ અર્પણ કરી પરમવિનયે નમ્યો, તો તેનો ય મોક્ષ થઇ જાય તેવું ગજબનું આશ્ચર્ય છે!

આ "દાદા ભગવાને" ક્યારે ય, સ્હેજ પણ, કોઇનો ય અપરાધ કરેલો જ નહીં ને. ફક્ત આરાધમાં જ રહેલા. તેથી "દાદા ભગવાનનુ" નામ લઇને જે કંઇ સારા ભાવથી કરે, તે અવશ્ય ફળે જ.

જ્ઞાનીનું વર્ણન કરવા વાણી અસમર્થ છે. કલમ અટકી જાય.

જ્ઞાની તો વણતોલ્યા ને વણમાપ્યા છે, એમને ના માપશો, એમને તોલશો નહીં જ્ઞાની આગળ જો તોલવા ગયો તો કોઇ છોડાવનારે નહીં મળે એવા ભારે બંધ પડશે. પોતાનાં વજનિયાંથી તે વળી 'જ્ઞાનીને' તોલાતા હશે? એમને માપવા જાય તેની જ મતિ મપાઇ જાય! જેનો અક્ષરે ય જાણતા ના હોય તેનો તોલ શી રીતે થાય? જ્ઞાનીને બુદ્ધિથી ના તોલાય જ્ઞાની પાસે અબુધ થઈ જવાનુ હોય. બુદ્ધિ તો અવળું જ દેખાડે. જો જ્ઞાનીની વાણી ના સમજાય તો સમજવું કે તેટલી આડાઈ મહીં ભરી પડી છે પણ જો ભૂલેચૂકે જ્ઞાની આગળ આડાઇ કરી, તો ક્યારે ય મોક્ષ પ્રાપ્ત નહી થાય. અલ્યા, મોક્ષ તો જ્ઞાનીનાં ચરણમાં છે ને ત્યાં જ પાંસરો ના રહ્યો તો મોક્ષ ક્યાંથી મળે?

એક ઘર તો ડાકણે ય છોડે. માટે એક જ્ઞાનીનું સ્થાન છોડી બીજે ગમે ત્યા ડખો કરી આવે તો ય તેનો ઉકેલ આવશે, પણ જ્ઞાની પાસે નહીં ચાલે. ત્યા તો ભારે બંધ પડી જશે

જ્ઞાનીનો વિરોધ ચાલે, પણ વિરાધના ના ચાલે. જ્ઞાનીની આરાધના ના થાય તો વાંધો નહીં, પણ વિરાધના તો ના જ થવી જોઇએ તે ખાસ જોવાનું. જ્ઞાનીનું પદ તો અજોયબ પદ હોય. તેની વિરાધનામાં ના પડાય.

**જ્ઞાની પુરુષ ઉપર અભાવ ઉત્પન્ન થવો તે જ વિરાધના કહેવાય.** અને જ્ઞાની પુરુષ તે જ પોતાનો આત્મા છે. માટે જ્ઞાનીની વિરાધના એટલે પોતાના જ આત્માની વિરાધના થઈ કહેવાય **'પોતે' 'પોતાનો' જ વિરાધક થઈ ગયો કહેવાય!**

સ્વભાવે આડાઈવાળાને તો ખાસ ચેતવાનું. જ્ઞાનીની એક વિરાધના અસંખ્ય કાળની નર્કગતિ બંધાવે!

જેને ત્રણ લોકના નાથ વશ થયા છે ત્યાં સરળ નહીં થાવ તો કોની આગળ સરળ થશો? જ્ઞાની પુરુષ આગળ તો એકદમ સરળ થાય તો જ કામ સરે.

*

આ ગ્રંથમાં જે જે કંઈ ઉણપ હોય તો તેનું નિમિત્ત સંકલનની ખામી છે. પ્રત્યક્ષ પ્રગટ વાણીને ગ્રંથમા ફેરવવી એ વિકટ કાર્ય છે કારણ કે વાણી એ નૈમિત્તિક છે. કાળ, ભાવ, પ્રસંગ અને સાંભળનારના નિમિત્તે સ્વયં પ્રગટેલ પાતાળી ઝરણું છે! પ્રત્યક્ષ વાણીનો તે વખતનો આશય અને તે વાણીની સંકલનામાં ફેર થવાનો સંભવ છે. બાકી જ્ઞાનીની સહજ વાણી સાંભળનારના પુણ્યના નિમિત્ત અનુરૂપ નીકળેલી, ત્રિકાળી મોક્ષફળ આપનારી વાણી છે!

પ્રસ્તુત ગ્રંથની સકલનામાં મહાત્માશ્રી કનુભાઇ કાન્તિભાઇ પટેલનુ માર્ગદર્શન જ શ્રેયરૂપ છે. તેઓને અમારા નમસ્કાર તથા અભિનંદન.

'વામનદેવ'ના લાડીલા નામથી સંબોધાતા મહાત્માશ્રી જીતુભાઇ વીનુભાઇ પટેલ કે જેમણે કળામય ઓપ આપીને ગ્રંથને સુશોભિતપણે પ્રકાશમાં આણવામાં સારી એવી મહેનત લીધી છે તેમને અમારા નમસ્કાર તથા

અભિનંદન. શ્રી હિંમતલાલ હરિલાલ મહેતા કે જેમને ફાળે પ્રસ્તુત જ્ઞાનગ્રંથ "આપ્તવાણી" નું Press–Section આવ્યું અને જેમણે અત્યંત ભક્તિ-પૂર્વક એકરસ થઇને પાર પાડયું તેમને અમારા નમસ્કાર.

કલ્યાણમૂર્તિ મહાત્માશ્રી ચંદ્રકાન્તભાઈ રણછોડભાઇ પટેલ (ભાદરણ, ખેડા જિલ્લો, ગુજરાત સ્ટેટ) "દાદા ભગવાન"ના સ્વાનુભવી જ્ઞાનભંડાર ખોલનાર સર્વપ્રથમ નિમિત્ત બની રહીને "સર્વજ્ઞ પુરુષ"ની પરમકૃપાદૃષ્ટિને તથા તેઓના જ્ઞાનભંડારને અપૂર્વપણે પામ્યા છે. "દાદા ભગવાન"ની જ્ઞાનગંગાની વહનના સૌ પ્રથમ નિમિત્ત બની અમારા પરમ ઉપકારી તેઓ બન્યા છે તેઓને અમારા સૌના અભેદ નમસ્કાર.

અમ સર્વેની જાગૃતે ચેતનારૂપ વાસુદેવ મહાત્માશ્રી નટુભાઇ ભાઇલાલભાઈ પટેલ (ભાદરણ, ખેડા જિલ્લો, ગુજરાત સ્ટેટ; હાલ–ન્યુ ઇન્ડિયા મિલ પાસે, આનંદનગર સોસાયટી, વડોદરા–૫) ની ક્ષણક્ષણની પરોક્ષ તેમ જ પ્રત્યક્ષ શુધ્ધ હેતુલક્ષી ટકોરે પ્રસ્તુત ગ્રંથસંકલનાનું એક અંગ બની ગઈ છે. તેઓનો ઉપકાર ભુલાય એવો નથી. તેઓને અમ સૌના અત્યંત ભક્તિપૂર્વકના નમસ્કાર.

મહાત્માશ્રી દીપકભાઇ ઇન્દુભાઈ દેસાઇ, મહાત્મા લલિતાબેન આર અમીન તથા અન્ય સૌ જેઓ જેઓએ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે પ્રસ્તુત ગ્રંથ-સંકલનામાં ખંતપૂર્વક રસ લીધો છે તે સૌને અમારા નમસ્કાર તથા અભિનંદન.

પ્રસ્તુત જ્ઞાનગ્રંથ પ્રકાશનનું પ્રયોજન મુખ્યત્વે તો તાત્વિક વિચારકો, વૈજ્ઞાનિક માનસ ધરાવનાર વિચારકવર્ગ તથા સંસાર–ઝાળથી તપ્ત થયેલાઓની આત્મશાંતિ માટેનું છે! સજ્જડ ભાવના છે કે પ્રસ્તુત પ્રકાશન વિકરાળ કળિયુગી દાવાનળમાં સત્‌યુગી આત્મશાંતિની અનુભૂતિ કરાવવાનું પ્રબળ પરમનિમિત્ત બની રહેશે અને એ જ શુધ્ધભાવે પ્રાર્થના !

–ડો. નીરૂબેનના
જય સચ્ચિદાનંદ.

# ત્રીજી આવૃત્તિની પ્રસ્તાવના

પ્રગટ જ્ઞાનીપુરુષ 'શ્રી દાદા ભગવાન'ની આપ્તવાણીની અત્યંત ચાહના તથા માગણીને લઇને આપ્તવાણી પુષ્પ ૧ ની ત્રીજી આવૃત્તિ પ્રકાશન પામે છે. એ અત્યંત આનંદની વાત છે.

પ્રસ્તુત પ્રકાશનમાં છાપકામની તેમજ પ્રુફ રીડીંગની સઘળી જવાબદારી શેઠ પી. ટી. મુદ્રણાલયના મેનેજર શ્રી શશિકાંતભાઈ બી. દેસાઇએ અત્યંત પ્રેમપૂર્વક ઉપાડીને પાર પાડી છે તે બદલ સકલ સંઘ તેઓનો ઋણી છે.

**પ્રગટ જ્ઞાની પુરુષની આપ્તવાણી સૌનું કલ્યાણ કરો એ અભ્યર્થના.**

જય સચ્ચિદાનંદ સંઘ વતી
**લિ. ખેતશી નરસી શાહ**

૨૦/૧૦, એન્જલ લેન્ડ,
વડાલા, મુંબઇ-૪૦૦ ૦૩૧.
ફોન : ૪૪૬૬૬૬-૪૪૭૨૧૨

# શુદ્ધિ પત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૧ | કહોવા | કહેવાવા |
| ૨ | ૧૫ | હું | દાદા : હું |
| ૪ | ૬ | શું ? | શું ? મોક્ષ હશે કે કેમ ? |
| ૫ | ૭ | અને ના | અને solve ના |
| ૫ | ૧૩ | અર્થ | અર્થ જ |
| ૬ | ૧૮ | છું, ત્યારે | છું, હવે બનાવ પાણી ત્યારે |
| ૭ | ૫ | તેં | તમે |
| ૭ | ૧૩ | કોન્ટ્રાકટરનો | કોન્ટ્રાકટનો |
| ૭ | ૨૫ | હાં | દાદા : હાં |
| ૭ | ૨૬ | ચોકખો | ચોખ્ખો |
| ૮ | ૧૭ | મને | ને મને |
| ૯ | ૪ | બુધ્ધિશાળીઓ છે. તે | બુધ્ધિશાળીઓ કહેવાય |
| ૯ | ૪ | થી | છે પાછા તે થી છે. |
| ૯ | ૨૫ | બેઠેલા | બેઠેલો |
| ૧૦ | ૩ | સહજાનંદ | સહજાનંદ છીએ. |
| ૧૦ | ૮ | ૧૬૪ ડિગ્રી પચવું | ૩૫૬ ડિગ્રી એ |
| ૧૦ | ૧૭ | ખોળે છે. | પરમ તત્વને ખોળે છે. |
| ૧૦ | ૨૨ | theorem | theorum |
| ૧૧ | ૧૨ | મળ્યું | મલ્યું |
| ૧૧ | ૧૫ | બન્ને ને | બન્નેવને |
| ૧૩ | ૨૨ | તો સંબંધ | તો જ સંબંધ |
| ૧૩ | ૨૨ | બધા | બધાં |
| ૧૩ | ૨૩ | relation | Relative |
| ૧૪ | ૧૧ | અનંતર સુખનું | અનંત સુખનું |
| ૧૪ | ૨૧ | અને તેમાં | અને છે તેમાં |
| ૧૫ | ૧ | પુરુષાર્થ | પુરુષાર્થ, પુરૂષાર્થ |
| ૧૫ | ૮ | કહેનાર હતો | કહેનાર તું હતો |
| ૧૫ | ૧૨ | હઠાગ્રહ, દુરાગ્રહ | હઠાગ્રહ, કદાગ્રહ, દુરાગ્રહ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૬ | ૩ | છે: જેને | છે. ને જેને |
| ૨૦ | ૧૧ | દાદા : આ બધા | આ બધા |
| ૨૧ | ૨૫ | મળ્યો | મલ્યો |
| ૨૨ | ૧૫ | પાડીને ય જોડે | પાડીને જોડે |
| ૨૩ | ૨૫ | જન્મે ત્યારે | જન્મે છે ત્યારે |
| ૨૩ | ૨૫ | સ્થૂલ, સૂક્ષ્મ બે શરીર છે | સ્થૂલ શરીર તથા સૂક્ષ્મ શરીર એમ બે શરીર સાથે હોય છે. |
| ૨૪ | ૧૧ | જુદી જુદી બાહ્ય સ્થૂલ.... ...........શરીરની | જુદી જુદી effects માત્ર છે |
| ૨૪ | ૧૫ | મુસ્લિમો | મુસ્લિમોય |
| ૨૪ | ૧૭ | શબ્દો | શબ્દ |
| ૨૫ | ૧ | તો | તે |
| ૨૫ | ૨૩ | કે તે તો તેને જુએ | તે તો પ્રત્યેક અવસ્થાને જુએ |
| ૨૬ | ૨૫ | તે ક્ષણે | તેજ ક્ષણે |
| ૨૬ | ૨૫ | effects | (effect) |
| ૨૭ | ૧ | તે જરા છૂંદાયને | તે ક્રિયા-અને તેની |
| ૨૭ | ૮ | All these are... | All these relatives are... |
| ૨૮ | ૭ | તે | ને |
| ૨૮ | ૧૬ | ભૂતોથી | ભૂતાંથી |
| ૨૯ | ૫ | ખાના | ખાતાં |
| ૨૯ | ૨૩ | ખોરાકમાં સંયોગી | ખોરાકમાં-હાડકાંનાં સંયોગી |
| ૩૦ | ૯ | કરો તે જોઈ | કરો તે તે જોઈ |
| ૩૧ | ૧ | તો અનંત | તો કેટલાંય |
| ૩૨ | ૧૯ | ચોકખું | ચોખ્ખું |
| ૩૩ | ૧૧ | કહ્યું | કહી |
| ૩૩ | ૧૭ | ભાડજો | ભોંડજો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૪ | ૬ | એકેય | એકુય |
| ૩૪ | ૧૮ | કલમોના | તે કલમોના |
| ૩૫ | ૧૬ | અમદાવાદના | આ અમદાવાદના |
| ૩૫ | ૧૬ | શેઠાણીએ | તે શેઠાણીએ |
| ૩૫ | ૧૭ | શેઠાણી | તે શેઠાણી |
| ૩૫ | ૨૩ | બન્ને ય | બન્ને વ |
| ૩૬ | ૨૩ | પધ્ધતિસર | પધ્ધતસર |
| ૩૭ | ૩ | પૂછીએ | પૂછીએ કે |
| ૪૦ | ૯ | તે અમને દેખાતું નથી | તે અમે જોતાં નથી |
| ૪૦ | ૧૭ | તે આત્માથી | તે ચિતરામણથી |
| ૪૧ | ૨૧ | પેલાની | આની |
| ૪૧ | ૨૨ | હોય કેટલી | હોય અથવા તો કેટલી |
| ૪૩ | ૧૪ | અને શુધ્ધમાં આવવું તે | પણ શુભમાંથી શુધ્ધમાં આવવું તે |
| ૪૩ | ૧૫ | મોક્ષ | છે. મોક્ષ |
| ૪૩ | ૨૭ | તોડી, | તોડી, ને |
| ૪૬ | ૩ | આગલે | આવતે |
| ૪૬ | ૧૯ | લટકાડ્યું | વળગાડ્યું |
| ૪૯ | ૧૬ | મરચાંનાં | મરચાંની |
| ૪૯ | ૨૦ | થાય | થયા |
| ૫૧ | ૨૨ | અને પ્રગટ દર્શન | અને પ્રગટનાં દર્શન |
| ૫૧ | ૨૪ | પ્રગટ દર્શન | પ્રગટનાં દર્શન |
| ૫૨ | ૨૪ | તેને | તેમને |
| ૫૫ | ૨૧ | તે ના પાડી દે | તે ય ના પાડી દે |
| ૫૮ | ૨ | એકલા | એકલો |
| ૫૮ | ૩ | ભેળાઈ | ભેલાઇ |
| ૫૮ | ૪ | બાંધે | બાંધે છે. |
| ૫૮ | ૬ | પુણ્યવાળા તો લોકોની વિષયોની લૂંટબાજી જ કરે છે. | પુણ્યૈવાળા લોકો તો વિષયોની લૂંટબાજી જ કરે |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૯ | ૧૯ | ૮૪ લાખ યોનિમાં | ચાર ગતિમાં |
| ૬૦ | ૨ | આસાન | આસન |
| ૬૦ | ૬૧ | તમારૂં લગ્ન હોય, | તમે કોઈનાં લગ્નમાં ગયા હો, |
| ૬૨ | ૫ | પ્રકૃતિનાં | પ્રકૃતિનું |
| ૬૨ | ૧૪ | ઊકલે ત્યારે ફરે છે | દોરી ઊકલે ત્યારે જ ફરે છે |
| ૬૬ | ૫ | બંધે જે પ્રકૃતિની | બંધે પ્રકૃતિની જ |
| ૬૬ | ૧૧ | પ્રકૃતિની સાથે પુરુષ બન્યા પછી | પુરુષ બન્યા પછી પ્રકૃતિની સાથે |
| ૬૬ | ૧૭ | મુસલમાન | આ મુસલમાન |
| ૬૮ | ૧૨ | ચોર્યાસી લાખ | કેટલાંય |
| ૬૯ | ૨ | મોજ સિવાય હેતુ વગર | હેતુ વગર |
| ૬૯ | ૫ | પેસેન્જર | પેસેન્જર જેવાં છે. |
| ૬૯ | ૧૫ | કલાસના તિર્યંચ | કલાસના પેસેન્જર જેવા છે. એ તિર્યંચ |
| ૬૯ | ૨૩ | Saloon પેસેન્જર—દેવગતિ | કલાસના પેસેન્જર જેવાં છે એ દેવગતિ |
| ૭૦ | ૯ | મહારાજ : ના ના. અમને | મહારાજે કહે કે ના ના મેં કહ્યું કે અમને |
| ૭૦ | ૧૧ | દીધો | દીધા |
| ૭૪ | ૧૧ | ને | તે |
| ૭૬ | ૧૦ | ચેતન છે | તેમાં ચેતનભાવ છે. |
| ૭૭ | ૨ | ઘરે | ઘેર |
| ૭૯ | ૧૩ | સ્થૂલ દેહ | સ્થૂલ |
| ૭૯ | ૧૪ | સુક્ષ્મ દેહ | સુક્ષ્મ |
| ૮૦ | ૧૩ | મન અહંકાર બુધ્ધિ + ચિત્ત અહંકાર | મન તો અહંકાર અથવા તો બુધ્ધિ + ચિત્ત તો અહંકાર |
| ૮૦ | ૧૪ | રહેશે | રહે છે. |

# અનુક્રમણિકા

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| જ્ઞાની તથા ધર્મનું સ્વરૂપ | ૪૨ |
| નિર્દોષ દષ્ટિ | ૪૪ |
| કેફ અને મોક્ષ | ૪૬ |
| મોક્ષ જ ઉપાદેય છે | ૪૭ |
| મનુષ્યોનું નિરાશ્રિતપણું | ૫૧ |
| કુદરતી તંત્રસંચાલન–ભૌતિક–વિભાગ | ૫૨ |
| ભૌતિક Development આધ્યાત્મિક Development | ૫૪ |
| પ્રાકૃત સાહજીકતા | ૫૫ |
| સાધક દશા | ૫૭ |
| પુણ્ય અને પાપ | ૫૭ |
| સર્જન–વિસર્જન | ૬૧ |
| પુરુષ અને પ્રકૃતિ | ૬૧ |
| ત્રિગુણાત્મક–પ્રકૃતિ | ૬૩ |
| આત્મા સગુણ–નિર્ગુણ છે | ૬૪ |
| પ્રાકૃતપૂજા–પુરુષ પૂજા | ૬૬ |
| પ્રકૃતિ ધર્મ–પુરુષ ધર્મ | ૬૬ |
| પ્રાકૃત બગીચો | ૬૭ |
| વૈરાગ્યના પ્રકાર | ૬૮ |
| મનુષ્યપણાનું Development | ૭૧ |
| માયા અને મુક્તિ | ૭૧ |
| મળ–વિક્ષેપ–અજ્ઞાન : રાગ–દ્વેષ–અજ્ઞાન | ૭૩ |
| વાણીનું વિજ્ઞાન | ૭૫ |
| મૌન–પરમાર્થ મૌન | ૭૮ |
| અંતઃકરણ | ૭૮ |
| મન કેવું છે ? વિચાર શું છે ? | ૮૦ |
| કાર્યપ્રેરણા મનથી છે | ૮૩ |
| જ્ઞાતા–જ્ઞેય સબંધ | ૮૪ |
| મન ઉપર બેસી જાવ | ૮૬ |
| લક્ષ્મીજી ક્યાં વસે ? | ૮૮ |
| મનનો સંકોચ – વિકાસ | ૮૯ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |
| મનનાં વક્ર પરિણામ | ૯૦ |
| મનનો સ્વભાવ | ૯૦ |
| મનની ગાંઠો કેમ ઓગળે ? | ૯૩ |
| મન Physical છે | ૯૪ |
| મનના પ્રકાર | ૯૫ |
| મન-આત્માનો જ્ઞેય-જ્ઞાતા સંબંધ | ૯૬ |
| બુધ્ધિ પ્રકાશ-જ્ઞાન પ્રકાશ | ૯૭ |
| બુધ્ધિના પ્રકાર | ૯૮ |
| બુધ્ધિનો આશય | ૯૯ |
| ગણપતિ : બુધ્ધિના અધિષ્ઠાતા દેવ | ૧૦૧ |
| બુધ્ધિજન્ય અનુભવ તથા જ્ઞાનજન્ય અનુભવ | ૧૦૧ |
| મતભેદો શાથી ? | ૧૦૪ |
| ચોખ્ખો વેપાર કરો | ૧૦૮ |
| લક્ષ્મીજી શાથી ખૂટે છે ? | ૧૦૯ |
| બુધ્ધિક્રિયા અને જ્ઞાનક્રિયા | ૧૧૦ |
| બુધ્ધિભેદ ત્યાં મતભેદ | ૧૧૨ |
| અવધાનની શક્તિ | ૧૧૪ |
| અંતઃકરણનું ત્રીજું અંગ : ચિત્ત | ૧૧૫ |
| જ્ઞાની જ શુધ્ધ આત્મા આપી શકે | ૧૧૮ |
| ચિત્ત પ્રસન્નતા | ૧૨૦ |
| અહંકાર | ૧૨૧ |
| ત્યાગ શેનો કરવાનો ? | ૧૨૨ |
| ભોગવનાર કોણ છે ? | ૧૨૩ |
| અહંકારનો રસ ખેંચી લો | ૧૨૫ |
| હસતે મુખે ઝેર પીએ | ૧૨૬ |
| અદીઠ તપ એટલે શું ? | ૧૨૯ |
| માન-અપમાનનું ખાતું | ૧૩૦ |
| અહંકારનું ઝેર | ૧૩૧ |
| અહંકાર | ૧૩૩ |
| અંતઃકરણનું સંચાલન | ૧૩૪ |

| વિષય | પૃષ્ઠ |
| --- | --- |

ૐ

વાણી ઝરતાં ફૂલની, ગૂંથાય એવી માળ,

પ્રત્યેક પુષ્પમાંથી, પ્રગટે વીતરાગ.

મુક્તિ નથી જોતી, વેષ ને જાત;

જ્ઞાનીને આધીન, પરમ મોક્ષધામ.

ખેતરનાં જ્ઞાન–દાણે, દાણે ઉલ્લાસ,

હાથિયા થોરમાં યે, પ્રગટે સુવાસ;

જ્ઞાન–બિન્દુમાં છુપાણી, સાગરની પ્યાસ,

મુડદાંને સંજીવક, વાણી – વિલાસ.

શ્રુતજ્ઞાન અનુભવના, સાથિયાની માંગ,

ચહુંદિશે નાચી ઊઠે, આત્મન સજાગ.–વાણી ઝરતાં

હુંડાવસર્પિણી ધીટ, આ શ્ચ ર્ય કા ળ,

અસંયતી પૂજા, સુષુમણા શ્વાસ;

સત્યુગનાં દર્શન, કળી કાળમાં,

પ્રભુના ચરણમાં, પ્રાપ્ત મોક્ષધામ.

ભક્તિ – આંદોલન, મંદિરને દ્વાર,

ઘટ ઘટની દિવાળી, આત્મ–દીપ માળ.–વાણી ઝરતા

રાગ – દ્વેષ બીજને, પ્રજ્ઞાધારી,

સ મૂ ળ ઊ ખે ડી, નીં દી રહે;

પુદ્ગલની કરામત, રમણામાં,
સંપૂર્ણ અનાસક્ત, જ્ઞાની રહે.

સંસારે પ્રગટયો, 'આ અક્રમ' ચિરાગ,
વીતરાગી પરમાત્મા, વદે 'લા જવાબ'–વાણી ઝરતાં

મન, વાણીને દેહની, અવસ્થાનો,
જ્ઞાની, જ્ઞાતા ને દ્રષ્ટા થશે;
પુદ્ગલ મિશ્રણ, અસાર સંસારે,
જ્ઞાની તન્મય, શુધ્ધે આત્મમાં વસે.
જ્ઞાનાવતારને, ક્યાંય નહીં ડાઘ,
પોતે ગાઇને, ગવડાવ્યો વીતરાગ.

વિચારે કાળ ખૂદ, વર્ષો દસ લાખ,
દાદાને નીરખી હૈયે, આવે સહજ રાગ.–વાણી ઝરતાં

કવિ નવનીતના
— જય સચ્ચિદાનંદ

# મંગલાચરણ

નિજ–સ્વભાવ સેં સદ્‌ગુરુ, અગુરુ–લઘુ 'સર્વજ્ઞ' હૈ,
સૂક્ષ્મતમા – સિદ્ધ – પરમગુરુ, સત્યમ્–નિશ્ચય વંદ્ય હૈ.
તેત્રીસ – કોટી – દૈવગણ, વિશ્વ – હિતાર્થે સ્વાગતમ્
જગ – કલ્યાણક યજ્ઞમેં, મંગલ – મય દ્યો આશીષમ્
સિદ્ધ – સ્વરૂપી મૂર્તમોક્ષ, ગલતી – ભૂલ કો માફી દ્યો,
'વ્યવહારે' સદ્‌બુદ્ધિ હો, 'નિશ્ચય' મેં અભિવૃદ્ધિ દ્યો.

–જય સચ્ચિદાનંદ

ॐ

વાત્સલ્યમૂર્તિ દાદા સદ્દગુરવે નમોનમઃ

# આપ્તવાણી

## ધર્મ - સ્વરૂપ

"ધર્મ" એટલે શું?

"વસ્તુ સ્વ - ગુણધર્મમાં પરિણમે તે ધર્મ."

ધર્મ એટલે તો વસ્તુનો સ્વભાવ અને એ જ એનો ધર્મ કહેવાય.

દા. ત. સોનાને સોનું કયારે કહેવાય? જ્યારે એના ગુણધર્મો સોનાના દેખાય ત્યારે. આ દરાખ જો કદી કડવી લાગે તો શું કહો? દરાખ એના ગુણધર્મમાં નથી. પિત્તળને જો બફીંગ કરીને મૂકયું હોય તો તે Exact (આબેહૂબ) સોના જેવું જ લાગે પણ સોની પાસે લઈ જઈને Test કરાવે ત્યારે ખબર પડે કે આમાં તો સોનાના ગુણધર્મ નથી. તેથી સોનું ન્હોય.

બે જાતની બે કેરીઓ તમારી સામે મૂકી છે. તેમાંથી એક કેરીમાં, કેરીની સુગંધ આવે, જરા સુકાય, જરા કરચલી પડે,

જરા કહોવા માંડે તે અને બીજી એવી જ આબેહૂબ હોય પણ લાકડાની હોય તો તેમાં બીજું બધું જ હોય પણ સુગંધ ના હોય, કરમાય નહીં, ગંધાય પણ નહીં. બન્ને ય કેરીઓ જ છે. પણ લાકડાની કેરી તે નામ કેરી છે. તે સાચી કેરીના સ્વભાવમાં નથી. જ્યારે સાચી કેરી તેના સ્વભાવમાં છે, ગુણધર્મમાં છે. તેમ વસ્તુ જ્યારે એના સ્વભાવમાં હોય, ગુણધર્મમાં હોય તો જ તે વસ્તુ કહેવાય. તે વસ્તુ તેના ધર્મમાં છે એમ કહેવાય. અનાત્માને – પુદ્ગલને 'હું' માનવામાં આવે છે, તે અવસ્તુ છે. પરધર્મ છે. સ્વધર્મ નથી. આત્માને આત્મા માનવામાં આવે તે વસ્તુ છે. તે જ ધર્મ છે – સ્વધર્મ છે – આત્મધર્મ છે.

દાદા : તમે કોણ છો?

ચંદુભાઈ : હું ચંદુલાલ છું.

દાદા : તમારું નામ શું?

ચંદુલાલ : મારું નામ ચંદુલાલ છે.

હું ચંદુલાલ અને મારું નામ ચંદુલાલ એમાં વિરોધાભાસ લાગે છે કે? નામી અને નામ બેઉ એક કેમના હોય? નામ તો આ નનામી કાઢે છે તે દા'ડે લઈ લે છે. મ્યુનિસિપાલિટીના રજીસ્ટરમાંથી કટ કરી નાંખે છે.

દાદા : આ હાથ કોનો છે? આ પગ કોનો છે?

ચંદુલાલ : મારો છે.

દાદા : એ તો આ Body દેહના સ્પેરપાર્ટ્સ છે. એમાં તારું શું છે? તારી અંદર મન છે તે કોનું છે?

ચંદુલાલ : મારું છે.

દાદા : આ વાણી કોની છે?

ચંદુલાલ : મારી છે.

દાદા : આ દેહ કોનો છે ?

ચંદુલાલ : મારો છે.

દાદા : મારો છે કહેતાં જ એનો માલિક જુદો છે એમ વિચાર આવે કે ના આવે ?

ચંદુલાલ : આવે.

દાદા : હાં, તો એ તમે પોતે કોણ ? એનો કોઈ દિવસ વિચાર કર્યો છે ?

ચંદુલાલ : ના.

દાદા : આ ઘડિયાળ લાવ્યા તે realise કરીને લાવ્યા કે બરાબર છે કે નહીં; આ કપડું લાવ્યા તે પણ realise કરીને લાવ્યા. બાયડી લાવ્યા તે પણ realise કરીને લાવ્યા ને ?

ચંદુલાલ : હા, દાદા.

દાદા : તો પછી selfનું જ Realisation ના કર્યું ? આ બધી જ વસ્તુઓ Temporary હશે કે Permanent ? All these are Temporary adjustments. એમાં પોતે Permanent અને Temporary વસ્તુઓની જોડે ગુણાકાર કરે તે શી રીતે જવાબ આવે ? અલ્યા, તું ખોટો, તારી રકમ જ ખોટી ને જવાબ સાચો ક્યાંથી આવે ?

આ self-નું Realisation ના કર્યું તે નાની ભૂલ હશે કે મોટી ?

ચંદુલાલ : ભયંકર મોટી ભૂલ. Blunder કહેવાય આ તો, દાદા !

## જગત સર્જન

દાદા : આ જગત કોણે બનાવ્યું હશે ?

ચંદુલાલ : ........

દાદા : તારી કલ્પનામાં જે હોય તે કહે. અહીં આપણે ક્યાં કોઈને પાસ નાપાસ કરવા બેઠા છીએ ?

ચંદુલાલ : ભગવાને બનાવ્યું હશે.

દાદા : તે ભગવાનના કયા છોકરા કુંવારા રહી ગયા હતા તે તેમને આ બધું બનાવવું પડ્યું ? એ પરણેલા હશે કે વાંઢા ? એમનું સરનામું શું ?

દાદા : મોક્ષ હશે કે કેમ ?

ચંદુલાલ : મોક્ષ તો ખરો જ ને.

દાદા : જો ભગવાન જગત બનાવનાર હોય અને મોક્ષ હોય તો એ સંપૂર્ણ વિરોધાભાસ છે.

ચંદુલાલ : દાદા, આ વિરોધાભાસ કઈ રીતે ?

દાદા : જો ભગવાન ઉપરી હોય અને તે જો મોક્ષે લઈ જનાર હોય તો તો એ જ્યારે કહે કે અહીંથી ઊઠ તો તમારે તરત જ ઊઠવું પડે. તેને મોક્ષ શી રીતે કહેવાય ? મોક્ષ એટલે સંપૂર્ણ સ્વતંત્ર. કોઈ ઉપરી નહીં, અને કોઈ Underhand પણ નહીં.

## જગત કોયડો

આ અંગ્રેજો ય કહે છે કે, God is creator of this world, મુસ્લીમો ય કહે છે કે, અલ્લાને બનાયા. હિંદુઓ ય કહે છે કે, ભગવાને બનાવ્યું. પણ તે તેમના વ્યૂ પોઈંટથી સાચું છે પણ Fact થી Wrong છે. જો તારે Fact જાણવું હોય તો તે હું તને બતાવું. ૩૬૦ ડિગ્રીનું accept કરે તેને જ્ઞાન કહેવાય. અમને બધી ય ૩૬૦ ડિગ્રીઓ માન્ય હોય. માટે અમે જ્ઞાની છીએ, કારણ કે અમે સેન્ટરમાં બેઠેલા છીએ અને તેથી અમે Fact બતાવી શકીએ. Fact થી God is not at all creator of this world આ જગત કોઇએ બનાવ્યું જ નથી. તો બનાવ્યુ કોણે ?

"The world is the puzzle itself." જગત જાતે જ કોયડો છે. Puzzlesome થઈ પડવાથી પઝલ કહેવું પડે છે. બાકી તો જગત itself બનેલું છે અને તે અમારા જ્ઞાનમાં અમે જાતે જોયેલું છે. આ જગતનું એક પણ પરમાણું એવું નથી કે જેમાં હું ફર્યો ના હોઉં, જગતમાં રહીને અને એની બહાર રહીને હું આ કહું છું.

આ પઝલને જે Solve કરે તેને પરમાત્મ – પદની ડિગ્રી મળે છે. અને ના કરી શકે તે પઝલમાં જ ડિઝોલ્વ થઈ ગયા છે. અમે આ પઝલ સોલ્વ કરીને બેઠા છીએ અને પરમાત્મપદની ડિગ્રી પ્રાપ્ત કરી છે. અમને આ ચેતન અને અચેતન બન્ને ય જુદાં દેખાય છે. જેને જુદું ના દેખાય તે પોતે જ તેમાં ડિઝોલ્વ થઈ ગયેલો છે.

Creator–ભગવાન છે નહીં, હતો નહીં અને થશે નહીં. Creator નો અર્થ જ શું થાય ખબર છે? Creator નો અર્થ કુંભાર થાય. તો તો એને મહેનત કરવી પડે. ભગવાન તે કંઈ મહેનતુ હશે? આ અમદાવાદના શેઠિયાઓ વગર મહેનતે ચાર ચાર મિલો ભોગવે છે તો ભગવાન તે મહેનતુ હોતો હશે? મહેનતુ એટલે મજૂર. ભગવાન તેવો નથી. જો ભગવાન તે બધાંને ઘડવા બેસે તો તો બધાંયના મોઢાં એકસરખાં આવવાં જોઇએ. પેટ્ટી ડાઈમાંથી કાઢે છે તેમ. પણ તેમ નથી. ભગવાનને નિષ્પક્ષપાતી કહીએ તો પછી એક જનમથી જ ફૂટપાથ પર અને કોઈને મહેલોમાં કેમ?

તો આ બધું ચાલે છે કેમ તેનો હું તમને એક વાક્યમાં જવાબ આપું છું. તું વિસ્તારથી ખોળી લેજે. આ જગત Scientific Circumstantial Evidence માત્રથી ચાલે છે. ચલાવનારો કોઈ બાપોય ઉપર નવરો નથી. એને અમે 'વ્યવસ્થિત' શક્તિ કહીએ છીએ. તે બધાને વ્યવસ્થિત જ રાખે છે. આ સવારે તમે ઊઠો છો કે ઊઠી જવાય છે?

ચંદુલાલ : એ તો હું જ ઊઠું છું ને!

દાદા : ક્યારેક એમ નથી બનતું કે ઊંઘવું હોય છતાં નથી ઊંઘાતું. સવારે ચાર વાગ્યે ઊઠવું હોય છે ત્યારે કેમ પેલું એલારમ મૂકો છો? નક્કી કરીને સૂતા હોય કે પાંચને દસે ઊઠવું છે તો બરોબર ઊઠી જ જવું જોઈએ. તેમ બને છે?

## 'વ્યવસ્થિત' શક્તિ

આ તો વિરોધાભાસ કહેવાય. પોતે નથી કરતો ત્યાં આરોપ કરે છે કે મેં કર્યું. આને સિદ્ધાંત કેમ કહેવાય? તો કોણ ઊઠાડે છે તમને? "વ્યવસ્થિત" નામની શક્તિ તમને ઊઠાડે છે. આ સૂર્ય, ચંદ્ર, તારા બધું જ "વ્યવસ્થિત"ના નિયમના આધારે ચાલે છે. આ મિલો બધી ધૂમાડાના ગોટા કાઢે જ જાય છે ને "વ્યવસ્થિત" શક્તિ એને clear કરી પાછું "વ્યવસ્થિત" કરી નાખે છે. નહીં તો અમદાવાદના લોકો ક્યારનાય ગૂંગળાઈને મરી ગયા હોત! આ વરસાદ પડે છે તે ઉપર કોણ પાણી બનાવવા જાય છે? એ તો નેચરલ એડજસ્ટમેન્ટ થાય. બે Hનાં અને એક Oનાં પરમાણુઓ ભેગાં થાય અને બીજા કેટલાક સંયોગો જેમ કે હવા, વિ. ભળે ત્યારે પાણી બને ને વરસાદ રૂપે પડે. આ Scientist શું કહે છે? જો, હું પાણીનો Maker છું. અલ્યા, તને બે Hના પરમાણુને બદલે એક જ Hનું પરમાણુ આપું છું. ત્યારે મૂઓ કહે, ના એ તો શી રીતે બને? મૂઆ તું યે એમાંનો એક evidence છું. તું શાનો Maker? આ જગતમાં કોઈ Maker છે જ નહીં, કોઈ કર્તા છે જ નહીં. નિમિત્ત છે. ભગવાને ય કર્તા નથી. કર્તા થાય તો ભોક્તા થવું પડે ને? ભગવાન તો જ્ઞાતા, દ્રષ્ટા ને પરમાનંદી છે. પોતાના અપાર સુખમાં જ રાચ્યા રહે છે.

ભગવાન ક્યાં રહેતા હશે? એમનું એડ્રેસ શું? કોઈ દહાડો

કાગળબાગળ લખવો હોય તો? કઈ પોળમાં રહે છે? એમનો Street Number શું હશે?

ચંદુલાલ : એ તો ખબર નથી. પણ બધા કહે છે કે ઉપર રહે છે.

દાદા : બધા કહે છે તે તેં ય માની લીધું? આપણે તપાસ તો કરીએ ને! જો હું તને ભગવાનનું સાચું ઠેકાણું આપું. "God is in every creature, whether visible or invisible." તારી ને મારી વચ્ચે, દૂરબીનથી ય ન જોઈ શકાય એવા અનંત જીવો છે. તેમાં ય ભગવાન બેઠા છે. આ બધાંમાં શક્તિરૂપે રહેલા છે અને અમારામાં વ્યક્ત થઈ ગયેલા છે. સંપૂર્ણ પ્રકાશમાન થઈ ગયા છે! તે પ્રગટ પરમાત્મા થઈ ગયા!! ગજબનો પ્રકાશ થયો છે!!! આ દેખાય છે તમને તે તો અંબાલાલ મૂળજીભાઇ, ભાદરણનો પાટીદાર ને કોન્ટ્રાકટરનો નંગોડ ધંધો કરે છે. પણ મહીં જે પ્રગટ થઈ ગયા છે તે તો ગજબનું આશ્ચર્ય છે! તે "દાદા ભગવાન" છે! પણ તમને શી રીતે સમજાય? આ દેહ તો પેકીંગ છે. મહીં બેઠા છે તે ભગવાન છે. આ તમારું ય ચંદુલાલનું પેકીંગ છે. મહીં ભગવાન બેઠા છે. આ ગધેડો તે ગધેડાનું પેકીંગ છે ને મહીં ભગવાન બેઠા છે. પણ આ અક્કરમીઓને નહીં સમજાવાથી ગધેડો સામે મળે તો ગાળ ભાંડે. તે ભગવાન મહીં નોંધ કરે, હંઅ....મને ગધેડો કહે છે? જા, ત્યારે એક અવતાર તને ય ગધેડાનો જ મળશે. આ પેકીંગ તો ગમે તેનું હોયા. કોઈ સાગનું હોય, કોઈ આંબાનું હોય. આ વેપારી પેકીંગ જુએ કે મહીંનો માલ જુએ?

ચંદુલાલ : માલ જુએ.

હાં, પેકીંગને શું કરવાનું? કામ તો માલ સાથે જ છે ને! કોઈ પેકીંગ સડેલું હોય, ભાંગેલું હોય પણ માલ ચોકખો છે ને!

અમે આ અંબાલાલ મૂળજીભાઈની જોડે એક ક્ષણ પણ તન્મયતા નથી કરી. જ્યારથી અમને જ્ઞાન ઊપજ્યું ત્યારથી This is my first neighbour. પાડોશીની જેમ રહીએ છીએ.

## ભગવાન ઉપરી અને મોક્ષ

તેરમે વર્ષે મને વિચાર આવેલો કે માથે ઉપરી ના જોઈએ. માથે ભગવાન પણ ઉપરી ના જોઈએ. એ મને નહીં ફાવે. તે મારું ડેવલપમેન્ટ હું લાવેલો અને અનંત અવતારની ઈચ્છાઓ તે આ અવતારે ફળી. જો માથે ભગવાન ઉપરી હોય અને તે મોક્ષે લઈ જનારો હોય તો બેઠા હોઈએ ત્યાંથી ઊઠાડે, અને આપણે ઊઠવું પડે. એ ના ફાવે. તો તો એને મોક્ષ કહેવાય જ કેમ? મોક્ષ એટલે "મુક્ત ભાવ." માથે કોઈ ઉપરી ય નહીં ને કોઈ અંડરહેન્ડ પણ નહીં.

અહીં જીવતાં જ મોક્ષ-સુખ અનુભવાય તેમ છે. એકુ ય ચિંતા ઉપાધિ ના થાય. Incometax નું કાગળિયું આવે તો ય સમાધિ ના જાય તે જ મોક્ષ. પછી ઉપરનો મોક્ષ તો આના પછી જોઈશું. પણ પહેલાં અહીં મુક્ત થયા પછી જ પેલી મુક્તિ મળે!

હું સોળ વરસે પરણ્યો ત્યારે પરણતી વખતે માથેથી ફેંટો સહેજ ખસી ગયો. મને વિચાર આવ્યો કે આ અમારાં બેમાંથી એકને તો રાંડવાનું જ છે એ તો નક્કી જ છે ને!

અનંત અવતારથી મૂઓ એનું એ જ ભણે છે. ને પાછું આવરાય છે. અજ્ઞાનને ભણવાનું ના હોય. અજ્ઞાન તો સહજ ભાવે આવડે. જ્ઞાનને ભણવાનું. મારે આવરણ ઓછું તે તેરમે વરસે ભાન થયેલું. સ્કૂલમાં માસ્તર લઘુતમ શિખવાડે "એવી રકમ ખોળી લાવો કે જે નાનામાં નાની હોય ને બધામાં અવિભાજ્ય રૂપે રહેલી હોય" તે મેં તેના પરથી તરત જ ભગવાન શોધી કાઢેલા. આ બધી રકમો જ છે ને! એમાં ભગવાન અવિભાજ્ય રૂપે રહેલા છે!

હું જે વાણી બોલું તે વાણીથી તમારું આવરણ તૂટે. ને અંદર લાઈટ થાય. ને તેથી તમને મારું સમજાય. બાકી એક શબ્દ પણ સમજવાનું તમારું ગજું નથી. બુદ્ધિ કામ જ ના કરે. આ બધા બુદ્ધિશાળીઓ છે તે બધા Wrong Belief થી. અમે અબુધ. અમારી પાસે બુદ્ધિ નામેય ના હોય. બુદ્ધિ શું ? જ્ઞાન શું ? આખાય જગતના અનંત Subjects વિષયો જાણે તોય તે બુદ્ધિમાં સમાય અને "હું કોણ છું" એટલું જ જાણે તે જ્ઞાન. તારું બધું જ, બીજું બધું જ જાણેલું છે તે મૂઆ પોક મૂકવાનું. અહંકારી જ્ઞાન તે બુદ્ધિ અને નિરઅહંકારી જ્ઞાન તે જ્ઞાન. સ્વરૂપનું જ્ઞાન તે જ જ્ઞાન.

મતભેદ મટાડવાનો માર્ગ શું ? જીવન જીવવું શી રીતે ? કરોડો રૂપિયા હોય તોય મતભેદ થાય ને મતભેદથી અનંત દુઃખો ઊભાં થઈ જાય.

## Relative ધર્મો–Real ધર્મ

સર્કલ હોય છે ત્યાં ૩૬૦ ડિગ્રી હોય છે. અંગ્રેજો ૧૧૦ ડિગ્રી પર, મુસ્લિમો ૧૨૦ ડિગ્રી પર, પારસીઓ ૧૪૦ ડિગ્રી પર, હિન્દુઓ ૨૨૦ ડિગ્રી પર હોય તે બધા જ પોતપોતાના viewpoint થી જુએ છે. એટલે સૌ સૌનું જોયેલું સાચું કહે છે. ૧૨૦ ડિગ્રી પર બેઠેલાને હું ૮૦ ડિગ્રી પર લાવું ને પછી કહું કે કોણ સાચું છે ? બધા વ્યૂ પોઈન્ટ ઉપર, ડિગ્રી ઉપર બેઠેલા હોય છે. ૩૬૦ ડિગ્રી પૂરી કરીને અમે સેંટરમાં બેઠેલા પૂર્ણ પુરુષ છીએ. જ્ઞાની પુરુષ સેંટરમાં બેઠેલા હોય તે યથાર્થ વસ્તુ દેખી શકે, જાણી શકે અને તમને યથાર્થ આપી શકે. આ બધા જ ધર્મો સાચા છે. પણ તે relative ધર્મો છે. વ્યૂ પોઈન્ટના ધર્મો છે. પણ Fact જો જાણવું હશે તો Centre કેન્દ્રમાં આવવું પડશે. Centre માં જ real ધર્મ હોય. આત્મધર્મ હોય. Centre માં બેઠેલા જ બધાનાં વ્યૂ પોઈન્ટ દેખી શકે. તેથી

તેને કોઈ ધર્મ જોડે મતભેદ ના હોય. તેથી જ તો અમે કહીએ છીએ કે જૈનોના અમે મહાવીર છીએ, વૈષ્ણવોના કૃષ્ણ છીએ, સ્વામીનારાયણના સહજાનંદ, ક્રીશ્ચિયનોના ક્રાઈસ્ટ છીએ, પારસીના જરથોસ્ત છીએ. મુસ્લિમોના ખુદા છીએ. જેને જે જોઈતું હોય તે લઈ જાવ. અમે સંગમેશ્વર ભગવાન છીએ. તું તારું કામ કાઢી જા. એક કલાકમાં તમને ભગવાન પદ આપું એમ છું. પણ તારી તૈયારી જોઈએ. તારી વારે વાર. કલાકમાં આખું કેવળજ્ઞાન આપી દઉં છું. પણ તને પચશે નહીં. અમને જ ૪ ડિગ્રી પચવું એ અટક્યું છે કાળને લઇને. પણ તમને આપીએ છીએ સંપૂર્ણ કેવળજ્ઞાન.

આ શક્કરિયું ભરસાડમાં મૂકે તો કેટલી બાજુથી બફાય? ચોગરદમથી. તેમ આ આખું જગત બફાઈ રહ્યું છે. અરે પેટ્રોલના અગ્નિથી બળતું અમને અમારા જ્ઞાનમાં દેખાય છે! માટે 'આ લોકોનું કલ્યાણ કેમ થાય એ જ અમારે જોવાનું. અને એટલા જ માટે આ અમારો અવતાર થયો છે.' આ અડધા જગતનું કલ્યાણ અમારા હાથે થશે અને બાકી અડધાનું કલ્યાણ આ અમારા followersને હાથે થશે. અમે તેના કર્તા નથી. નિમિત્ત છીએ.

આ જર્મનીવાળાઓ Absolutismને ખોળે છે. તે અહીંના શાસ્ત્રોનાં શાસ્ત્રો ઉપાડી ગયા છે ને શોધખોળ કરે છે. અલ્યા, એમ જડે તેમ નથી. આ આજે અમે જાતે જ પ્રત્યક્ષ Absolutism માં છીએ. જગત આખું theory of relativity માં છે. આ અમારા મહાત્માઓ theory of reality માં છે અને અમે જાતે theory of absolutism માં છીએ. theory જ નહીં પણ theorem માં છીએ. અમે જ્યારે જર્મની જઈશું ત્યારે કહીશું જે તારે જોઈતું હોય તે લઈ જા. આ અમે જાતે જ આવ્યા છીએ.

This is the Cash Bank in the world. એક કલાકમાં તને રે કડું જ તારા હાથમાં આપી દઉં છું. Real માં બેસાડી દઉં છું. બીજે બધે જ ઉધાર છે. હપતા ભર્યા કરો. અલ્યા અનંત અવતારથી

તું હપતા ભર ભર કરું છું ને હજુ ઉકેલ કેમ નથી આવતો? કારણ રોકડું કોઈ અવતારમાં મળ્યું જ નહીં.

## ક્રમિક મોક્ષમાર્ગ : અક્રમ મોક્ષમાર્ગ

મોક્ષે જવાના બે માર્ગ. એક ધોરી માર્ગ તે Step by step પગથિયે ચઢવાનું. સત્સંગ મળે તો ૫૦૦ પગથિયાં ચઢી જાય અને કુસંગ મળ્યો કોઈ અવતારમાં તો ૫૦૦૦ પગથિયાં ઉતારી પાડે. બહુ કષ્ટદાયક માર્ગ. તપ, ત્યાગ, જપ કરતાં કરતાં ચઢવાનું; તો ય ઠેકાણું નહીં કે ક્યારે પડશે! અને બીજો અક્રમ માર્ગ લીફ્ટ માર્ગ. તે પગથિયાં નહીં ચઢવાના, સીધું જ લીફ્ટમાં બેસીને, બૈરી છોકરાં સાથે છોકરાં છોકરીઓ પરણાવીને – બધું જ કરીને પાછું મોક્ષે જવાનું. આ બધું જ કરતાં તમારો મોક્ષ ના જાય. આવો અક્રમ માર્ગ તે અપવાદ માર્ગ પણ કહેવાય છે. તે દર દસ લાખ વરસે પ્રગટ થાય છે. ભરત રાજાને એકલાને આ જ્ઞાન મળ્યું હતું. ઋષભદેવ દાદા ભગવાને તેમના સો પુત્રોમાંથી એક ભરતને જ આ અક્રમ જ્ઞાન આપેલું. તેમના સો પુત્રોમાંથી ૯૮ એ દીક્ષા લીધી હતી. રહ્યા બાહુબલીજી અને ભરત. તે બન્નેને રાજ સોંપ્યું. પાછળથી બાહુબલીજી વૈરાગી થઇને ચાલી નીકળ્યા. ને તેમણે ય દીક્ષા લીધી. એટલે ભરતને માથે રાજ આવ્યુ. ભરતને પાછી રાણીઓ કેટલી, ખબર છે? ૧૩૦૦ રાણીઓ હતી. તે કંટાળી ગયેલા આજે એક બૈરાથી જ કંટાળી જાય છે ને? ભરત રાજાને તો બહુ ઉપાધિ. રાણીવાસમાં જાય તો પચાસનું મોઢું હસતું હોય ને પાચસોનું મોં ચઢેલું હોય. ઉપરથી રાજની ઉપાધિઓ. લડાઇઓ કરવાની. તે ખરેખરા કંટાળી ગયેલા. તે ભગવાન પાસે જઇને કહે, "ભગવાન! મારે રાજ જોઈતું નથી. બીજાને સોંપી દો. ને મને દીક્ષા આપો. મારે ય મોક્ષે જ જવું છે." ત્યારે ભગવાને કહ્યું કે, "તું આ રાજ ચલાવવાનો નિમિત્ત છે. અને ના ચલાવું તો તો આ રાજમાં ઝઘડા, મારામારી ને અંધાધૂંધી થઈ જશે.

જા, અમે તને એવું જ્ઞાન આપીએ છીએ કે રાજ અડે નહીં, ૧૩૦૦ રાણીઓ અડે નહીં ને લઢાઇઓ ય અડે નહીં. તેવું જ્ઞાન ઋષભદેવ ભગવાને ભરતને આપ્યું. તે જ આ અક્રમ જ્ઞાન અમે તમને અહીં આપીએ છીએ. એક કલાકમાં. અરે ભરત રાજાને તો જ્ઞાન ખસી ના જાય તેટલા માટે ચોવીસે કલાક માટે નોકરો રાખવા પડતા. તે વારાફરતી દર પંદર મિનિટે ઘંટ વગાડીને બોલે "ભરત ચેત, ચેત, ચેત!" પણ આ કાળમાં તમે જ દોઢસોની નોકરી કરતા હો તે શી રીતે નોકર રાખો. તેથી અમે મહીં જ એવું ગોઠવી દઇએ છીએ કે ક્ષણે ક્ષણે મહીં ચેત, ચેત, ચેત બોલે!!

આવું અજાયબ જ્ઞાન તો કોઈ કાળમાં સાંભળવામાં કે જોવામાં નથી આવ્યું. આ તો અગિયારમું આશ્ચર્ય છે આ કાળનું!

Common sense એટલે શું? એની વ્યાખ્યા શી?

Common sense એટલે Everywhere applicable, theoretically as well as Practically.

Common sense બહુ ઊંચી વસ્તુ છે. તે જ્યાં જરૂર હોય ત્યાં applicable થઇ જાય. અમારામાં ૧૦૦ ટકા Common sense હોય. તમારામાં Common sense એક ટકો ય ના હોય. ગૂંચ આવે ત્યારે દોરો તૂટયા વગર, કરપાયા વગર ઉકેલી નાખવું તે Common sense છે. આ તો મૂઆ એક ગૂંચ ઉકેલવા જાય ને પાંચ બીજી પાડે તેમ છે. તે તેનામાં Common sense ના માર્ક શી રીતે મુકાય. અરે ભલભલા વિદ્વાનોમાં વિદ્વત્તા હોય પણ Common sense ના હોય. અમારામાં બુદ્ધિ નામે ય ના હોય. અમે અબુધ. બુદ્ધિ સંપૂર્ણ પ્રકાશમાન થયેલી હોય પણ અમારા જ્ઞાન–પ્રકાશ આગળ તે ખૂણામાં બેસી રહે. એક કિનારે અબુધ પદ પ્રાપ્ત થાય તો સામે કિનારે સર્વજ્ઞ પદ હારતોરા લઇને નિયમથી જ સામું ઊભું જ હોય. "અમે અબુધ છીએ. સર્વજ્ઞ છીએ."

# સાંસારિક સંબંધો

દાદા : આ તમારા બાપ જોડે, મા જોડે, બૈરી જોડે જે સંબંધ છે તે Real સંબંધ છે ?

ચંદુલાલ : હાસ્તો ને !

દાદા : તો તો બાપ મરી જાય એટલે તમારે નિયમથી મરી જ જવું જોઇએ. એવા આ મુંબઈમાં બાપ પાછળ કેટલાં મર્યાં ? જો હું તને સમજણ પાડું. મા, બાપ, ભાઈ, બહેન, બૈરી, છોકરાં એ બધાં જોડે સંબંધ ખરો પણ તે real નહીં. Relative સંબંધ માત્ર છે. Real હોય તો તો કોઈનો ય બાપ જોડે સંબંધ Fracture ના થાય. આ તો જો બાપને કહ્યું હોય કે 'તમારામાં અક્કલ નથી' એટલે ખલાસ ! બાપ કહે, 'જા તારું આખી જિંદગી મોઢું ના દેખાડીશ. હું તારો બાપ નહીં ને તું મારો દીકરો નહીં.' તેમ આ બૈરીને ય સગી માનેલી તે ય Divorce થાય છે કે નહીં ? તેવું છે આ જગત. All these are temporary adjustments. અરે આ દેહ પણ તારો સગો નથી ને ? એ ય દગો કરી જાય. જો નક્કી કર્યું હોય કે આજે આટલો વખત સામાયિક કરવું છે તે મૂઉં માથું દુખી આવે કે પેટમાં ચૂંક આવે. તે તેય ના કરવા દે. પોતે પરમેનન્ટ અને આ બધું જ ટેમ્પરરી. શી રીતે મેળ ખાય ? તેથી જ તો આખું જગત મૂંઝવણમાં સપડાયું છે ! આ relation માં તો Relation ના આધારે જ વર્તવું જોઈએ. બહુ સત્ય અસત્યની જક ન પકડવી. બહુ ખેંચવાથી તૂટી જાય. સામો સંબંધ ફાડે તો, આપડે જો સંબંધની જરૂર હોય તો જ સાંધી લઈએ તો સંબંધ જળવાય. કારણ કે આ બધા ય સંબંધો relation છે. દા. ત. બૈરી કહે કે આજે પૂનમ છે, તમે કહો કે અમાસ છે તો બેઉની રકઝક ચાલે. ને આખી રાત બગડે ને સવારે પેલી ચાનો કપ પછાડીને આપે, તાંતો રહે. એના કરતાં આપણે સમજી જઈએ કે આણે ખેંચવા માંડ્યું છે તે તૂટી જશે

એટલે ધીરે રહીને પંચાંગ આમતેમ કરીને પછી કહીએ, હા, તારૂં ખરું છે, આજે પૂનમ છે. એમ જરા નાટક કરીને પછી જ પેલીનું ખરૂં કરાવીએ નહીં તો શું થાય ખબર છે? બહુ દોરી ખેંચેલી હોય ને એકદમ તમે છોડી દો તો પેલી પડી જાય એટલે દોરી ધીમે ધીમે, સામો પડે નહીં તેમ, જાળવીને છોડવાની. નહીં તો તે પડે તેનો દોષ લાગે.

## સુખ અને દુઃખ

જગતમાં બધા જ સુખ ખોળે છે પણ સુખની વ્યાખ્યા જ નથી નક્કી કરતા. "સુખ એવું હોવું જોઇએ કે જેના પછી ક્યારેય પણ દુઃખ ના આવે." એવું એકેય સુખ આ જગતમાં હોય તો ખોળી કાઢ જા. શાશ્વત સુખ તો પોતામાં–સ્વમાં જ છે. પોતે અનંત સુખનું ધામ છે ને લોકો નાશવંત ચીજમાં સુખ ખોળવા નીકળ્યા છે! આ સંસારીઓનાં સુખ કેવાં છે? શિયાળાનો દહાડો અને અગાશીનો મહેમાન અને લક્કડિયા હિમની શરૂઆત–ટૂંકી રજાઇ અને તું લંબુસ. તે માથું ઢાંકે ત્યારે પગ ઊઘાડા રહે, પગ ઢાંકે ત્યારે માથું ઊઘાડું રહે. તે મૂઆ આખી રાત હલવઈ હલવઈને કાઢે તેવું આ સંસારનું સુખ છે. **હકીકતમાં આ જગતમાં દુઃખ જેવી કોઈ વસ્તુ જ નથી. દુઃખ એ અવસ્તુ છે.** કલ્પનાથી ઊભું કરેલું છે. જલેબીમાં દુઃખ છે એમ કલ્પના કરે તો તેને તેમાં દુઃખ લાગે. ને સુખ છે એમ કલ્પે તો સુખ લાગે. માટે તે યથાર્થ નહીં. જેને સુખ કહ્યું તો તેને બધાએ accept કરવું જ જોઈએ. Universal truth હોવું જોઈએ. પણ તું જેમાં સુખ માને તેમાં બીજાને અપાર દુઃખ લાગે. તેવું આ જગત છે.

## પ્રારબ્ધ–પુરુષાર્થનું વિરોધાભાસી અવલંબન

લોક પ્રારબ્ધને પુરુષાર્થ કહે છે. મૂઆ દળેલાને ફરી દળે છે ને ઊલટાના અડધો શેર ઊડાડી મૂકે છે. કેટલાક લોકો પ્રારબ્ધ પ્રારબ્ધ

કરે છે. ને કેટલાક પુરુષાર્થ કરે છે. તે બન્નેય પાંગળાં અવલંબન છે. આ મજૂરો સવારથી સાંજ સુધી મિલોમાં પુરુષાર્થ કરે છે તે શું પામે છે ? રોટલો ને કઢી કે બીજું વધારે ? અને પ્રારબ્ધવાદીઓ હાથ જોડીને બેસી રહે તો ?

મૂઓ લાખ કમાય તો કહે 'હું કમાયો' અને ખોટ જાય તો કહે 'ભગવાને ઘાલી, મારા ગ્રહો રાશી હતા, ભાગિયો નઠારો મળ્યો.' વળી કહે 'મી કાય કરું' !! તે મૂઆ તું જીવતો છે કે મરેલો ? સારું કર્યું ત્યારે કહેનાર હતો તે હવે કહે ને કે મેં કર્યું.' હવે કહે છે કે 'ભગવાને' કર્યું. તેમ કહીને શું કામ ફજેતો કરો છો ? અને ગ્રહો પણ કશું જ કરતા નથી. તારા ગ્રહ જ તને નડે છે. તારા મહીં જ નવે ય ગ્રહો છે. તે જ તને નડે છે. હઠાગ્રહ, દુરાગ્રહ, મતાગ્રહ, સત્યાગ્રહ વિ. વિ. અમે નિરાગ્રહી થયા છીએ. આગ્રહ હોય ત્યાં વિગ્રહ થાય. અમારે આગ્રહ નથી તો વિગ્રહ ક્યાંથી ? આ તો ક્રમ આવે છે ને ત્યારે સફળ થાય છે. અને અક્રમ આવે છે ત્યારે ભગવાન પર ઢોળી દે છે. ક્રમ અને અક્રમની આ બે લિન્કોને લોકો પુરુષાર્થ કહે છે. જો પોતે પુરુષાર્થ કરતો હોય તો ક્યારે ય ખોટ આવે જ નહીં. પુરુષાર્થ તો એનું નામ કે નિષ્ફળતા ના હોય. આ તો વિરોધાભાસ કહેવાય. તું પોતે જ પુરુષ નથી થયો તે પુરુષાર્થ શું મૂઆ કરવાનો છું ? પુરુષ તો કોનું નામ ? ખરો પુરુષાર્થ તો તે કે જે પુરુષાર્થ અને સ્વપરાક્રમ સહિત હોય. આ તો મૂઆ પ્રકૃતિ નચાવે તેમ નાચે છે ને કહે છે હું નાચ્યો !

કૃષ્ણ ભગવાને શું કહ્યું કે "ઓધવજી અબળા તે શું સાધન કરે." જૈનોના મોટામાં મોટા આચાર્ય આનંદઘનજી મહારાજ પણ પોતાને અબળા કહે છે. કારણ પુરુષ કોને કહેવાય ? કે જેણે ક્રોધ, માન, માયા, લોભ જીતી લીધાં હોય તેને. આ તો ક્રોધ, માન, માયા, લોભે જ જીતી લીધાં છે તે અબળા જ કહેવાય ને !'

હું પુરુષ થયો છું. પુરુષાર્થ અને સ્વપરાક્રમ સહિત છું. જ્યોતિષ અને પુરુષાર્થ એ બન્નેય વિરોધાભાસ છે. જ્યોતિષ તેં સાચું છે. જેને પુરુષાર્થ માને છે તે ભ્રાંતિ છે. મૂઆ ખોટ જાય છે ત્યારે જ્યોતિષી પાસે શું કામ જાઉં છું? કરને પુરુષાર્થ! આ પુરુષાર્થ તો આવતા ભવનાં બીજ નાંખે છે.

આ એલેમ્બિકના કારખાનામાં કેટલાંય માણસો કામ કરે છે ત્યારે કેમિકલો થાય છે. અને તેય પાછું એક જ કારખાનું. અને આ દેહ તો અનેક કારખાનાંનો બનેલો છે. લાખ એલેમ્બિકનાં કારખાનાંનો બનેલો છે. તે એમને એમ ચાલે છે. મૂઆ રાતે ઓઢવો ખાઇને સૂઇ ગયો તે મહીં કેટલો પાચકરસ પડયો, કેટલું પિત્ત પડયું, કેટલું બાઇલ પડયું તેની તપાસ કરવા જાઉં છું તું? ત્યાં કેટલો એલર્ટ છું મૂઆ તું? એ તો સવારે એની મેળે જ બધી જ ક્રિયાઓ થઇ ને પાણી, પાણીની જગ્યાએ ને સંડાસ સંડાસની જગ્યાએથી છૂટું પડી નીકળી જાય છે ને તત્ત્વો બધાં લોહીમાં ખેંચાઇ જાય છે. તે મૂઆ, એ બધું તું ચલાવવા ગયો હતો? અલ્યા મૂઆ, આ અંદરનું એમને એમ ચાલે છે તો બહારનું નહીં ચાલે? તું કરું છું એવું શા માટે માને છે? એ તો ચાલ્યા કરશે. રાતે ઊંઘમાં શરીર સહજ હોય છે. આ તો મૂઆ અસહજ. આ દહાડે તો લોક કહે છે કે, હું શ્વાસ લઉં છું, ખરા શ્વાસ લઉં છું, ઊંચા લઉં છું ને નીચા પણ લઉં છું. તો મૂઆ રાતે કોણ શ્વાસ લે છે? રાતે જે શ્વાસોચ્છ્વાસ ચાલે છે તે Normal છે. તેનાથી બધું જ સરસ અને પાચન થાય છે.

મનુષ્ય માત્ર ભમરડા છે. હું જ્ઞાની છું પણ આ દેહ ભમરડો છે. આ ભમરડા છે તે શ્વાસથી જ ચાલે છે. શ્વાસ પેઠો તે દોરી વીંટાઇ ને પછી શ્વાસ ચાલે છે ત્યારે ભમરડો ફરે છે. તે ફરતાં ફરતાં ગુલાંટ ખાય તે આપણને એમ લાગે કે હેંડયો હેંડયો ને પાછો મૂઓ ઊભો થઇને પાછો ફરવા માંડે? એવું છે આ બધું!

લીમડો પાને પાને કડવો થાય ને ડાળે ડાળે કડવો થાય. એમાં તેનો કયો પુરુષાર્થ? એ તો બીજમાં પડેલું પ્રગટ થાય છે. તેમ મનુષ્યો પોતાના પ્રાકૃત સ્વભાવથી વર્તે છે. ને માત્ર "મેં કર્યા"નો અહંકાર કરે છે. તેમાં તેણે શું કર્યું?

આ જગતમાં જે લોકો પુરુષાર્થ કહે છે તે તો ભ્રાંત ભાષા છે. Relative ભાષા છે. ઉદય કર્મથી થાય છે તેને "મેં કર્યું" એમ કહે છે તે ગર્વ છે, તે અહંકાર છે. Real ભાષાનો પુરુષાર્થ કે જે યથાર્થ પુરુષાર્થ છે અને જે પુરૂષ થયા પછી જ—સ્વરૂપનું ભાન થયા પછી જ શરૂ થાય છે, તેમાં 'મેં કર્યું' એ ભાવ જ આખો ઊડી ગયેલો હોય છે. સંપૂર્ણ અકર્તા પદ હોય છે. Relative બધું પ્રકૃતિ છે. અને Real પોતે પુરૂષ છે. Real પુરુષાર્થ કોને કહેવાય? કોઈ આપણો હાથ કાપતું હોય ત્યારે 'પોતે' જ્ઞાતાદ્રષ્ટા પદમાં રહે તે. જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા જ આત્માની ક્રિયા છે. બીજે બધે જ આત્મા અક્રિય છે; બીજી કોઈ પણ ક્રિયા આત્માની થતી નથી. અને 'આત્મા' જ્ઞાનદર્શનમાં જ રહે તે જ પુરુષાર્થ છે.

કબીરજીની બીબીને બાળક આવવાનું હતું. ત્યાર પહેલાં તો દૂધની કુંડીઓ ભરાઈ ગઈ. અને બાળક આવ્યું ત્યાર પછી શેડ છૂટી તે જોઈને કબીરજી બોલ્યા—

"પ્રારબ્ધ પહેલે બનાં પીછે બનાં શરીર,
કબીર, અચંબા યે હય, મન નહિ બાંધે ધીર."

## અવિરોધાભાસ અવલંબન

પ્રારબ્ધ પ્રારબ્ધ કરીને ય બેસી રહેવાય તેમ નથી. જો એકલું પ્રારબ્ધનું જ અવલંબન લઈને બેસી રહે તો તો સાવ અક્રિય બની જાય. એ અવલંબનથી મન પાંસરું રહે જ નહીં ને જો તારું પ્રારબ્ધનું અવલંબન સાચું હોય તો તને એક પણ ચિંતા ના થવી જોઈએ. પણ ચિંતાનું તો કારખાનું છે. તેથી તે ય

અવલંબન પાંગળું છે, Fact નથી, Scientific નથી. તેથી જ બધા માર ખાય છે. આ ખોટાં અવલંબનો લોકોને આપવામાં આવ્યાં છે તેથી તો હિન્દુસ્તાનની અવદશા થઈ છે. એની આખી પ્રગતિ રુંધાઈ ગઈ છે, અમે કરોડો અવતારની શોધખોળ કરીને જગતને exact જેમ છે તેમ કહીએ છીએ કે પ્રારબ્ધ અને પુરુષાર્થ એ બેઉ પાંગળા અવલંબન છે. અને "વ્યવસ્થિત" એ જ સાચું અવલંબન છે, Fact વાત છે, Scientific છે. "વ્યવસ્થિત" એટલે શું ? Scientific Circumstantial Evidence માત્રથી જે જે. કંઈ બને છે તે "વ્યવસ્થિત" છે. 'વ્યવસ્થિત' એ સર્વ અવસ્થામાં સંપૂણ સમાધાનકારી જ્ઞાન છે. એનો હું તમને સાદો દાખલો આપું. આ કાચનો પ્યાલો છે. તે તમારા હાથમાંથી છૂટવા માંડયો. તે તમે આમથી તેમ ને તેમથી આમ હાથ હલાવીને તેને છેક નીચે સુધી બચાવવા પ્રયત્ન કર્યો. તે છતાંયે તે પડયો ને ફૂટી ગયો. તો તે કોણે ફોડયો ? તમારી ઇચ્છા જરાયે નહોતી કે આ પ્યાલો ફૂટે. ઊલટાનો તમે તો છેક સુધી બચાવવાનો પ્રયત્ન કર્યો. ત્યારે શું પ્યાલાને ફૂટવાની ઇચ્છા હતી ? ના. તેને તો તેવું હોય જ નહીં. બીજું કોઈ ફોડનારું તો હાજર નથી તો પછી કોણે ફોડયો ? "વ્યવસ્થિતે." વ્યવસ્થિત એ exact નિયમથી ચાલે છે. ત્યાં પોપાભાઈનું રાજ નથી. જો 'વ્યવસ્થિત'ના નિયમમાં આ પ્યાલો ફૂટવાનો જ ના હોય તો આ કાચના પ્યાલાનાં કારખાનાં શી રીતે ચાલે ? આ તો વ્યવસ્થિતને તમારું ય ચલાવવું છે, કારખાનાં યે ચલાવવાં છે અને હજારો મજૂરોનું ય ગાડું ચલાવવાનું છે. તે નિયમથી પ્યાલો ફૂટે જ, ફૂટ્યા વગર રહે જ નહીં. ત્યારે અક્કરમી ફૂટે ત્યારે કઢાપો ને અજંપો કર્યા કરે. અરે નોકરથી ફૂટયો હોય ને બે પાંચ મહેમાન બેઠા હોય તો મનમાં અજંપો કર્યા કરે કે ક્યારે આ મહેમાન જાય ને હું નોકરને ચાર તમાચા ચોડી દઉં ? ને મૂઓ તેવું કરે ય ખરો. અને જો તેણે જાણ્યું કે આ નોકરે નથી ફોડ્યો પણ 'વ્યવસ્થિતે' ફોડયો છે તો થાય કશું ? સંપૂર્ણ

સમાધાન રહે કે ન રહે? ખરી રીતે નોકર બિચારો નિમિત્ત છે. તેને આ શેઠિયાઓ બચકાં ભરે છે. નિમિત્તને ક્યારેય બચકાં ના ભરાય. મૂઆ, નિમિત્તને બચકાં ભરીને તું તારું ભયંકર અહિત કરી રહ્યો છું. મૂઆ, મૂળ Root Cause ખોળી કાઢને! તો તારો ઉકેલ આવશે.

હું નાનપણમાં જરા ટીખળી સ્વભાવનો હતો. તે ટીખળ બહુ કરું. એક શેઠ એમના કુરકુરિયાને બહુ રમાડે. તે હું ધીરે રહીને પાછળથી ખબર ના પડે તેમ કૂતરાની પૂંછડી જોસથી દાબું. કૂતરું, મોંઢા આગળ શેઠને જુએ ને તેમને ઝટ લઈને બચકું ભરી લે. શેઠ બૂમો પાડ પાડ કરે. આનું નામ નિમિત્તને બચકાં ભરવાં તે–

## આત્મા–અનાત્મા

દાદા : આ તારા શરીરમાં આત્મા છે એ તો નક્કી ને?

ચંદુલાલ : હાજી.

દાદા : તો એ કયા સ્વરૂપે હશે? Mixture કે Compound? આ આત્મા અને અનાત્મા Mixture સ્વરૂપે હશે કે Compound સ્વરૂપે?

ચંદુલાલ : ?? ક-મ્પા-ઉ-ન્ડ!

દાદા : જો કમ્પાઉન્ડ સ્વરૂપે હોય તો તો ત્રીજો નવો જ પદાર્થ નવા જ ગુણધર્મવાળો ઉત્પન્ન થઈ જાય. અને આત્મા અને અનાત્મા એના પોતાના ગુણધર્મો જ ખોઈ બેસે તો તો કોઈ આત્મા પાછો પોતાના મૂળ સ્વભાવમા આવી જ ના શકે અને ક્યારે ય મુક્ત ન થઈ શકે. જો હું તને સમજ પાડું. આ આત્મા છે ને તે Mixture સ્વરૂપે રહેલો છે અને આત્મા અને અનાત્મા બન્નેય પોતપોતાના ગુણધર્મ સાથે રહેલા છે અને તે છૂટા પાડી શકાય તેમ છે. સોનામાં તાંબુ, પિત્તળ, રૂપું એ બધી ધાતુઓનું મિશ્રણ થઈ ગયું

હોય તો કોઈ Scientist એના ગુણધર્મ ઉપરથી છૂટાં પાડી આપી શકે કે નહીં ? તરત જ પાડી શકે. તેવી જ રીતે આત્મા, અનાત્માના ગુણધર્મો જે complete જાણે છે અને જે અનંત સિદ્ધિવાળા એવા સર્વજ્ઞ જ્ઞાની છે તેનું પૃથક્કરણ કરી આપી છૂટા પાડી શકે. અમે જગતના સૌથી મોટામાં મોટા Scientist છીએ. આત્મા અને અનાત્માના પરમાણુ પરમાણુનું પૃથક્કરણ કરી, બન્ને છૂટા પાડી નિર્ભેળ આત્મા તમારા હાથમાં એક કલાકમાં જ આપીએ છીએ. જ્ઞાનીની પ્રગટ વાણી સિવાય બહાર જે આત્મા, આત્મા એમ બોલાય કે વંચાય છે તે ભેળવાળો આત્મા છે. શબ્દબ્રહ્મ ! હા, પણ નિર્ભેળ નહીં.

દાદા : આ બધા જે ધર્મો પાળે છે તે અનાત્માના ધર્મો પાળે છે. તે Relative ધર્મો છે, નિર્ભેળ આત્માના નહીં. આત્માનો તો એકે ય ગુણધર્મ જાણ્યો નથી તો આત્મધર્મ શી રીતે પળાય ? એ તો જ્ઞાની પુરુષ તમને Theory of relativity માંથી જ્યાં સુધી Reality માં ના લાવે ત્યાં સુધી Real ધર્મ ના પળાય. આ અમારા મહાત્મા ! આ તમારી અહીં રહેલા ભગવાનને જોઈ શકે છે, દર્શન કરી શકે છે, કારણ અમે તેમને દિવ્યચક્ષુ આપેલાં છે. આ તમારાં જે ચક્ષુ છે તે ચર્મચક્ષુ છે અને તેનાથી બધી વિનાશી ચીજો દેખાય. અવિનાશી ભગવાન તો દિવ્યચક્ષુથી જ દેખાય.

## દિવ્યચક્ષુથી મોક્ષ

કૃષ્ણ ભગવાને મહાભારતના યુદ્ધ વખતે અર્જુનને દિવ્યચક્ષુ આપ્યાં હતાં. પણ તે પાંચ જ મિનિટ માટે. તેનો વૈરાગ્ય ટાળવા. પછી પાછાં લઈ લીધાં હતાં. અમે તમને પરમેનન્ટ દિવ્યચક્ષુ આપીએ છીએ. પછી જ્યાં જુઓ ત્યાં ભગવાન દેખાય. અમારામાં દેખાય, આમનામાં દેખાય, ઝાડમાં દેખાય ને ગધેડામાં ય દેખાય. જીવ માત્રમાં ભગવાન દેખાય. આત્મવત્ સર્વ ભૂતેષુ જ દેખાય બધેય. પછી છે કંઇ ઉપાધિ ?

